ૐ

ઉપયોગી વિદ્યાકળા ગ્રંથમાળા મણકો ૧ લો.

# જંગલની જડીબુટ્ટી.

## પ્રથમ ભાગ.

સંવત ૧૯૭૯. આવૃત્તિ [illegible]

સને ૧૯૨૩. પ્રત ૧૦૦૦.

લેખક,

વૈદ્યશાસ્ત્રી શામળદાસ સેવકરામ.

ઉપયોગી વિદ્યાકળા ગ્રંથમાળા મણુકો ૧ લો.

# જંગલની જડીબુટ્ટી.

## પ્રથમ ભાગ.

લેખક તથા પ્રકાશક—

**વૈદ્યશાસ્ત્રી શામળદાસ સેવકરામ.**

( પશુ ચિકિત્સા, આકાશવાણી, પ્લેગ અથવા મરકી, પ્રાચીન મહાત્માઓની અલૌકિક વિદ્યાઓ વગેરેના કર્ત્તા. )

વડાગામ–વાયા–તલોદ–એ. પી, રેલવે.



તૃતિયાવૃત્તિ ]   પ્રત. ૧૦૦૦.   [ ઇ. સ. ૧૯૨૩.

કિંમત. } કાચા પુંઠાના રૂા. ૦–૧૦–૦ / પાકા પુંઠાના રૂા. ૦–૧૪–૦ { પોષ્ટેજ જુદું.

# તૃતિયાવૃત્તિની ભૂમિકા.



પૂર્વે બ્રહ્માનું મસ્તક જ્યારે વીરભદ્રે છેદન કર્યું હતું, ત્યારે અશ્વિની કુમારોએ તેનું ફરીથી સંધાન કર્યું હતું તે અન્ય ઉપાયથી નહિ, પરંતુ જડીબુટ્ટીના પ્રતાપથીજ ! એજ વૈદ્યોએ ચ્યવન ઋષિની વૃદ્ધાવસ્થા ટાળી પુનઃ યુવાવસ્થા બક્ષી હતી તે પણ જડીબુટ્ટીના પ્રભાવથીજ ! રામ, રાવણના પ્રખ્યાત યુદ્ધ પ્રસંગે લક્ષ્મણને લાગેલી મૂર્છા સુષેણ વૈદ્યે વાળી હતી તે પણ તેનાથીજ ! અને વળી દેવોએ સમુદ્ર મંથન કરી અમૃત ઉપજાવ્યું હતું તે પણ જડીબુટ્ટીઓના મંથનથીજ !

જડીબુટ્ટીઓના આવા દીવ્ય ગુણોનો ઉપયોગ અતિ પ્રાચીન કાળથી આ દેશમાં ચાલ્યો આવે છે, એટલુંજ નહિ, પરંતુ આજે પણ કેટલાંએક જડ ઘાલી બેઠેલાં અસાધ્ય દરદો કે જેઓના ઉપર મહાન્ વૈદ્યો અને ડૉક્ટરોનાં અમોઘ ઔષધો અને સરજ્યનોનાં શસ્ત્રો નિષ્ફળ જાય છે, ત્યારે તેવાં દરદો માત્ર એકાદ સામાન્ય જડીથી કોઈ સંત, મહાત્માએ થોડાજ સમયમાં ચમત્કારીક રીતે મટાડયાના દાખલાઓ મળી આવે છે, પરંતુ આવી જડીબુટ્ટીઓનું જ્ઞાન માત્ર વીરલા જનોનેજ હોવાથી જનસમાજને તેનો જોઇએ તેવો લાભ મળી શકતો નથી, અને તેથી ઘણાખરા દરદીઓ ઊંટવૈદ્યોને પાલે પડી અથવા તો પેટન્ટ દવાઓના મોહમાં પડી પાયમાલ થાય છે, આવા સમયમાં જો અતિ પવિત્ર, કદી પણ અવગુણ નહિ કરનારી, સરળતાથી મળી શકનારી અને અલ્પ મૂલ્યવાળી હોવા છતાં

અમૂલ્ય ગુણ કરનારી જડીબુટ્ટીઓનો પ્રચાર થાય તો જનસમાજને ઘણો ફાયદો થાય એમ ધારી આ થોડા સમય ઉપર આ પુસ્તકની પ્રથમાવૃત્તિ પ્રગટ કરવામાં આવી હતી, જેમાં ઇંગ્રેજી, અરબી, ફારસી, મરાઠી, હીંદી, સંસ્કૃત, બંગાળી વિગેરે ભાષાઓના અસંખ્ય ગ્રંથોના અધ્યયનથી તેમજ અનેક સંત, સાધુ, મહાત્માઓની સેવાથી પ્રાપ્ત થયેલી અસંખ્ય જડીબુટ્ટીઓ પૈકી અનુભવ લેતાં જે બુટ્ટીઓ અત્યંત અકસીર જણાઈ તે ખુલ્લા દીલે વર્ણવવામાં આવી હતી.

આ કૃતિ જનસમાજને એટલી બધી પ્રિય થઈ પડી કે ત્યારબાદ થોડાજ સમયમાં આ પુસ્તકના એકદમ પાંચ ભાગો પ્રગટ કરવાની ફરજ પડી અને તે દરેક ભાગની પ્રથમાવૃત્તિ જોતજોતામાં ઉપડી જવાથી ઉપરા ઉપરી બીજી, અને કેટલાએક ભાગોની ત્રીજી આવૃત્તિ પ્રગટ કરવા છતાં પણ હજુ આ પુસ્તકના બીજા વિશેષ ભાગોના માટે જન સમાજની માગણી જેવીને તેવીજ ચાલુ છે એટલુંજ નહિ, પરંતુ એ દરેક ભાગોમાં વર્ણવવામાં આવેલી જડીબુટ્ટીઓની સત્યતા માટે જનસમાજ તરફથી વગર માગે સેંકડો સર્ટિફિકેટો મળી ચુક્યાં છે. એ વાતજ આ પુસ્તકની ઉપયોગિતાના પુરાવા માટે પુરતી છે, અને તેથી વિશેષ પિષ્ટ પેષણ ન કરતાં માત્ર એટલુંજ જણાવીએ છીએ કે:-પ્રથમની બે આવૃત્તિઓની માફક આ આવૃત્તિ પણ જન-સમાજની પ્રીતિનું પાત્ર થઇ પડશે એવી આશા છે. એજ **सुज्ञेषुनाधिकम् बहुना.**

| | |
|---|---|
| વડાગામ—મહીકાંઠા. | આપનો. |
| વિજયાદશમી. સં. ૧૯૭૯ | **વૈદ્યશાસ્ત્રી શામળદાસ સેવકરામ.** |

# દરદો અને તેના અનુભવિક ઉપાયો.

વિષય. પૃષ્ઠ.

# જંગલની જડીબુટ્ટી.

## પ્રથમ ભાગ.

---

रागादिरोगान्सततानुषक्ता ।
नशेषकायप्रसृतानशेषान् ॥
औत्सुक्यमोहारतिदांजघान ।
योपूर्ववैद्यायनमोऽस्तुतस्मै ॥

વિશ્વોત્પત્તિની સાથેજ ઊત્પન્ન થઇ સદૈવ શરીરમાં નિવાસ કરી રહેલા વિષય, મોહ અને ગ્લાનિને આપવાવાળા કાયિક તેમજ રાગ, દ્વેષ, લોભ, મદ, મમતા વિગેરે માનસિક અશેષ વ્યાધિઓને જેણે સંપૂર્ણ રીતે નાશ કર્યા છે એવા આદિ વૈદ્ય જે ધન્વંતરિ ભગવાન્ તેમને નમસ્કાર હો !

---

### અઘેડો.

સં અપામાર્ગ, હિં. ઓંગા, ચિરચિરા, મ. અઘાડા, બં. આપાંગ, ગું. અંઘાડી, અઘેડો, લા Aohyranthes aspera.

વિવરણ—એના છોડવા ખાસ કરીને ચોમાસામાં વિશેષ ઊ-

ગેલા જોવામાં આવે છે, તો પણ કેટલીએક જગ્યાએ તે બારે માસ પણ હોય છે. એની ઊંચાઇ એકથી ત્રણ હાથ સુધીની થતી હોઇ પાંદડાં લંબગોળ અને છેડે અણીવાળાં હોય છે. પાંદડાંના વચમાં ફુલની એક લાંબી મંજરી નીકળે છે, તેના ઉપર બીજ બેસે છે. એના છોડવાઓમાં બે જાતિ થતી હોઇ એક જાતના થડનો તેમજ પાંદડાંનો રંગ રાતો હોય છે, અને બીજી જાતનો રંગ લીલો કે ધોળાશ લેતો હોય છે. લાલ જાતને જે ફળો આવે છે તેઓના ઉપર કાંટા જેવું હોય છે, એ ઉપરથી એ જાત લાલ અંઘેડી અથવા તો કાંટાવાળી અંઘાડીના નામથી પ્રસિદ્ધ છે. આ વનસ્પતિ દરેક સ્થળે થતી હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે, જેથી વિશેષ વર્ણનની જરૂર નથી.

ગુણદોષ—અઘેડો અગ્નિકારક, તીક્ષ્ણ, નસ્ય લેવાથી માથાના કૃમિઓને દુર કરનાર, ઉલટી લાવનાર, રક્તસ્તંભક, રક્તાતિસાર દુર કરનાર તથા દાદર, ખરજ અને કફને ટાળનાર છે.

"શોઢલનિઘંટ"

ઉપયોગ—અઘેડો એ એક દીવ્ય ઔષધ ગણાય છે, કેમકે "दीव्यौषधिनां बहवो प्रभेदाः" એ કથનાનુસાર માત્ર એકજ વનસ્પતિના ઉપયોગથી સેંકડો વ્યાધિઓ દુર કરવાની અને સેંકડો સિદ્ધિઓ પ્રાપ્ત કરવાની જે અલૌકિક શક્તિ દીવ્યૌષધિઓમાં મનાય છે, તે શક્તિ એમાં એવી રીતે રહેલી છે કે તેના કેટલાએક ગુણોને જોઇને તો ખરેખાત્ આશ્ચર્ય ચકિતજ થઇ જવાય છે. એનાં બીજનું ચૂર્ણ કરી નાકે સુંઘવાથી માથાની અંદર રહેલો કફ પાતળો થઇને નીકળી જાય છે. તેમજ ત્યાં આગળ ઉત્પન્ન થયેલા કીડાઓ પણ

પડી જાય છે, અને તેથી માથાનો દુઃખાવો, જડતા, પીનસ, આધા-શીશી વગેરે દરદો દુર થાય છે. આવી રીતે શિરો વિરેચન—એટલે નાકવાટે માથાનો કફ નીકળી જવાને માટે સળેખમ ઉત્પન્ન કરી તેના યોગે માથાનાં જીર્ણ દરદોને નાબુદ કરવાની ક્રિયા હજુ ડૉક્ટ-રોથી અજાણુ છે. કેટલાએક વૈદ્યો આ કાર્યને માટે એકલા અઘે-ડાનાં બીજના બદલે અઘેડાનાં બીજ, વાવડીંગના તાંદળા, સુંઠ, મ-રીઆં, લીંડીપીપર, હળદર, દારૂહળદર, સરગવાનાં બીજ, ઊભી રીં-ગણીનાં બીજ, સરસડાનાં બીજ, સિંધાલુણ, જેઠીમધ, એલચી, દીકામારી, તુળસીનાં બીજ, નગોડના બીજ, માલકાંકણીનાં બીજ, રાઇ, કાળીજીરી, અને અજમો એ ચીજો સરખા ભાગે લેઇ બનાવે-લા ચૂર્ણનો પણ ઉપયોગ કરે છે. કોઇ કોઇ વૈદ્યો વળી અઘેડાનાં બીજ, નાગકેસર અને મોરથુથુ એ ત્રણે ચીજોને સરખા ભાગે લેઇ બનાવેલા ચૂર્ણને સુંઘાડીને નાકમાં પેદા થયેલા મસાનું દરદ નાબુદ કરે છે. એના પાંદડાંનો રસ ગ્રાહી હોવાથી રક્તપ્રદર તથા રક્તાતિ-સારને દુર કરે છે એટલુંજ નહિ પરંતુ શરીરનો કાઇ પણ ભાગ કપાવાથી તેમાંથી લોહી વ્હેતું હોય તો તે ભાગ ઉપર એ રસ ભ-રવાથી તત્કાળ લોહી વ્હેતું બંધ થાય છે. એનાં બીજને વાટીને સવાર, સાંઝ ૦। તોલા જેટલાં લેઇને ચોખાના ધોવરામણુ સાથે પી-વાથી અર્શમાંથી પડતું લોહી બંધ થાય છે એ બીજ પચવામાં ઘણાં ભારે હોવાથી જોગી, જતી લોકો તેની ભેંસના દુધમાં ખીર રાંધીને ખાય છે જેથી ઘણા દિવસો સુધી તેમને ફરીથી ખોરાક લે-વાની જરૂર રહે નહિ એવી રીતે ભૂખની શાન્તિ થાય છે. એનાં બીજ જ્યારે પચાવવામાં ભારે છે, ત્યારે મૂળીઆં જઠરાગ્નિને પ્રબળ કર-

વામાં અને અપક્વ વસ્તુઓને પચાવવામાં શ્રેષ્ઠ હોવાથી તેઓનો અજીર્ણ, વિષુચિકા વગેરે રોગોની નિવૃત્તિ માટે ઉપયોગ કરવામાં આવે છે. એના પંચાંગને એટલે મૂળ, ફળ, ફુલ, ડાંડી તેમજ પાંદડાં યુક્ત આખા છોડવાને બાળીને કરવામાં આવેલી રાખને ચારગણા પાણી સાથે મેળવી સારી પેઠે ચોળી મસળીને બાર કલાક રહેવા દેઇ રાખનો ભાગ જ્યારે સંપૂર્ણ રીતે નીચે બેસી જાય ત્યારે પાણીને નીતારી લેઇ ચુલે ચઢાવી ઉકાળવાથી જળનો ભાગ બળી જઇને છેવટે જે ક્ષારનો ભાગ શેષ રહે છે તે ક્ષારમાં કફની ચીકાશ તોડવાનો ઉત્તમ ગુણ હોવાથી એના ઉપયોગથી બળખા સહેલાઇથી નીકળી આવે છે, વળી એ ક્ષાર મૂત્રલ હોવાથી મૂત્રકૃચ્છ, જળોદર તેમજ ગોળાના દરદમાં પણ સારી અસર કરે છે અને તે દર ટાઇમે એકથી બે વાલ જેટલો આપવામાં આવે છે. આ ક્ષાર યુક્ત પાણીમાં મૂળાનાં બીજ વાટીને ચોપડવાથી શરીર ઉપર નીકળેલા ફરોળીઆ નાબુદ થાય છે.

"જોહરે હિકમત" નામની કીતાબનો કર્ત્તા જણાવે છે કેઃ—સિંધાલુણ, સંચળ, સાંભર લુણ, બીડલુણ, સમુદ્રનું મીઠું, જવખાર, સાજીખાર, કળીચુનો, તાડનો ખાર, કેળનો ખાર. આકડાનો ખાર, ખાખરાનો ખાર, આમલીનો ખાર, મળાંનો ખાર અને અઘેડાનો ખાર એ દરેક એક એક તોલો, ફુલાવેલો ટંકણખાર બે તોલા, સુરોખાર ૦ા તોલો, કાળા મરીઆં અઢી તોલા, શેકેલું જીરૂં બે તોલા, અસાળીઓ બે તોલા, અને લીંડીપીંપર ત્રણ તોલા એ બધાનું બારીક ચૂર્ણ કરી એક બાટલીમાં નાંખી તેમાં આદુનો રસ, કુંવર પાઠાનો રસ તથા ખાટાં લીંબુનો રસ એ દરેક ચીજ ચાળીસ, ચાળીશ તોલા રેડી પાંચ સાત દિવસ તડકે રહેવા દેઇ પછી તેમાંથી દરરોજ

સવાર, સાંજ ના થી એક તોલા જેટલું પીવાથી ચુંક, શુળ, પીડ, બરોળ, લીવર, વાયુગોળો, કોલેરા, જળોદર વિગેરે દરદો નાબુદ થાય છે, એનાં પાંદડાં અને મરીઆં એ બે ચીજો સરખા ભાગે લેઇ સાથે વાટીને ગોળમાં ચાર, ચાર ઘઉં ભારની ગોળીઓ બનાવી ટાઢીઆ તાવ ઉપર વાપરવાથી કિવનાઇનની માફક તાવને અટકાવવાનું કાર્ય બજાવે છે. રાત્રિએ ભોજન લીધા પછી સુવાના સમયે દરરોજ એનાં એક તોલો મૂળીઆં ચાવી જવાથી થોડાજ સમયમાં રતાંધળાપણું દુર થાય છે. આંખમાં પડેલું ફુલું નાબુદ કરવાને માટે એના મૂળને પાણી કિંવા મધ સાથે ઘસીને તેનું અંજન કરવામાં આવે છે. એટલુંજ નહિ પરંતુ જો એનાં પાંદડાંના રસમાં ફટકડીને ઘસીને તેનું આખમાં અંજન કરવામા આવે છે તો તેના લીધે આંખ દુઃખવા આવીને તેની અસરથી થયેલા કેટલીએક જાતના નેત્ર રોગો ટળી જાય છે. એનાં પાંદડાંને વાટીને પોટીસ બનાવી ભમરા, મધમાખી અને એવાંજ બીજાં જીવડાઓના ડંખ ઉપર લગાડવામાં આવે છે, તેમજ હડકાયા કુતરાનું ઝેર ન ચડે એટલા માટે દરરોજ એનાં એક તોલો મૂળીઆંને કુટીને મધ સાથે આપવામા આવે છે અને કરડની જગાએ કુંવરના પાઠાનો ગર્ભ અને સિંધાલુણ સાથે મેળવીને બાંધવામાં આવે છે. આ પ્રમાણે ત્રણ દિવસ કરવાથી ઝેરની નિવૃત્તિ થએલી મનાય છે. વળી ઊંદરના દંશ માટે એનાં બીજનું ચૂર્ણ દર વખતે ના તોલા જેટલું લેઇ મધ સાથે સાત દિવસ પર્યંત સવાર, સાંજ આપવામાં આવે છે.

એનાં મૂળને સુતરના દોરા સાથે સ્ત્રીની કમરે બાંધવાથી જલદી

પ્રસવ થાય છે, વળી એના છોડવાનો રસ કાઢીને તેની જો ગર્ભાશયની અંદર પીચકારી મારવામાં આવે તો ઘણી ઝડપથી વીણ આવવી શરૂ થાય છે. ડૉક્ટર યુ. સી. દત્ત કહે છે કે બંગાળાની સ્ત્રીઓ ગર્ભપાતને માટે એનો ઉપયોગ કરે છે, અને તે કાર્ય માટે એની ફુલ વાળી ડાળીઓ ગર્ભાશયની અંદર રાખે છે. મેઝર મોઇદ્દીન કહે છે કે:—એની ફુલવાળી ડાળીઓ ઉપર વીંછીને મુકવામાં આવે છે તો તેને પક્ષઘાત થાય છે અને તેથી તે ચાલી શકતો નથી. રાજવૈદ્ય સંતશરણ કહે છે કે એનાં પાંદડાનો રસ હાથમાં ચોપડીને પછી જો વાંછીને હાથમાં લેવામાં આવે છે તો તે ગમે તેવો ડંખ મારે તો પણ તેનું ઝેર ચઢતું નથી, એનાં પાંદડાંનો રસ કાઢીને જ્યાં સુધી વીંછીનું ઝેર ચઢ્યુ હોય ત્યાં આગળ લીટા કરવાથી વિષ નીચે ઉતરવા માંડે છે. જેમ જેમ ઝેર નીચે ઉતરતું આવે તેમ, તેમ લીટા પણ નીચ નીચે કરતા આવવું, અને એમ કરવાથી જ્યારે ઝેર છેક ડંખમાં આવે ત્યારે તે જગ્યાએ એનાં પાંડદાંની લુગદી બાંધવાથી ડંખમાંથી પણ વેદના દુર થાય છે. "મુજર્રર બાત અકબરી" નામની કીતાબનો કર્ત્તા કહે છે કે:—બહારથી આમ ઉપચાર કરવાની સાથે અંદરના ઉપચાર તરીકે તેનાં થોડાએક મૂળીઆં અગર તો પાંદડાં ચવડાવ્યાં હોય તો તરત આરામ થાય છે. આ કામ માટે સદરહુ હકીમ લાલ જાતની અંધાડીને ઉત્તમ માને છે. અમે પણ ઘણા કેશોમાં આ પ્રયોગનો અનુભવ લીધેલો છે.

"તિબ્બે નાદીરા" નામે કીતાબનો કર્ત્તા જણાવે છે કે:— એની જડમાં કફની ખાંસી અને દમને નાબુદ કરવાનો અજબ ગુણ

સમાએલો છે, એના આખા છોડવાની રાખ દશ તોલા જેટલી લેઈ તેમાં બે તોલા સિંધાલુણ, બે તોલા સંચળ, બે તોલા જવખાર, બે તોલા નવસાગર, ત્રણ તોલા હળદર અને દશ તોલા અજમાનું ચૂર્ણ ઉમેરી પછી તેમાંથી દરરોજ સવાર, સાંઝ પંદરથી વીશ ઘઉં-ભાર જેટલું પાણી સાથે લેવાથી કફની ખાંસી દુર થાય છે અને એનાં મૂળીઆંનું ચૂર્ણ દર વખતે ૦॥। તોલા જેટલું લેઇ તેમાં સાત મરી-આનું ચૂર્ણ ઉમેરીને ઠંડા જળ સાથે લેઇ કલેજા અને કંઠ ઊપર ઘીનું માલીસ કરવાથી તથા ખોરાકમાં માત્ર ઘઉંની રોટલી, દુધ અને ભાત એટલીજ ચીજો ખાત્રાથી દમનું દરદ બે વર્ષનું જુનું હોય તો પણ દુર થાય છે. આ પ્રયોગ સાત દિવસ સુધી કરવાનો છે, અને તે ચાલતો હોય છે તે સમયમાં દરદીને ઊલટી પેદા થાય છે પરંતુ તેથી ડરવાનું નથી. જો યથાવિધિ પ્રયોગ કરવામાં આવે છે તો દર સો દરદીઓમાંથી નેવુંને તો અચૂક ફાયદો થાય છેજ એમ અનુભવમાં આવ્યું છે.

દરરોજ રાત્રીએ એનાં એક તોલો બીજને દશ તોલા છાશ સાથે ભીંજાવી રાખીને પછી સવારના એજ છાશ સાથે ખરલ કરીને પીવાથી ઉલટી થઇ તે દ્વારા કોપાયમાન થએલું પીત્ત નીકળી જાય છે અથવા તો તેનું શમન થાય છે અને તેથી કમળો, અમ્લપીત્ત વિગેરે દરદો શાન્ત થાય છે.

વૈદ્યકશાસ્ત્રમાં લખાએલા આ ઔષધિના અસંખ્ય ગુણો પૈકી કેટલાએકનું અત્યાર સુધીમાં વિવેચન કરવામા આવ્યું છે, પરંતુ હવે જડીબુટ્ટીની રીતે અનુભવેલા ગુણોનું વર્ણન કરીએ.

**ચાંદીની ભસ્મ**—માથે મુકવાની પાઘડીમાં જે સોનેરી કસબ વાળા છેડા આવે છે, તેવા જુના છેડા એકઠા કરીને બાળી નાખવાથી પરસુરણ દ્રવ્યો બળી જઇને બાકી રહેલા ચાંદીના જે બળેલા તાર હાથમા આવે તેને અઘેડાના રસમાં એક દીવસ ભીંજાવી રાખવા અને ત્યારબાદ અઘેડાના છોડને વાટીને કરેલી લુગદીમાં તે તારને મુકી બે શરાવલાંના સંપુટમાં ઘાલી કપડ માટી કરીને અડધા ગજ પુટ જેટલો તેને અગ્નિ આપવો, અને તે અગ્નિ ઠંડો પડે એટલે ફરીથી બીજી લુગદીમાં મુકીને અગ્નિ આપવો. આ પ્રમાણે ત્રણ, ચાર વખત અગ્નિ આપવાથી ચાંદીની ભસ્મ તૈયાર થાય છે આ ભસ્મ રંગમાં કંઇક કાળી થાય તો તેને એકાદ વખત આંબલીનાં પાંદડાંના રસ સાથે ફુંકવાથી સફેદ થાય છે.

**ત્રાંબાની ભસ્મ**—અઘેડાનાં મૂળીઆંની લુગદીમાં શુદ્ધ કરેલાં ત્રાંબાનાં પતરાંને રાખીને તેના ઉપર કાપડ માટી કરીને પછી ગજપુટમા ફુંકવાથી બે ત્રણ ભઠ્ઠીમાંજ ભસ્મ થાય છે.

**પારદ બંધન**—અઘેડાની રાખને એક હાંડીમાં ખૂબ દાબી, દાબીને ભરવી અને પછી તે રાખની વચમા એક ખાડો કરીને તેમાં સવા તોલો પારો ભરીને બાકીને ખાડો કાળા ભાંગરાના રસથી ભરવો, પછી હાંડી ઉપર ઢાંકણી ઢાંકી કપડમાટી કરી ચૂલે ચઢાવીને તેના નીચે બે પહોર સુધી ધીમી આંચ વાળો અગ્નિ સળગાવવો, તેથી પારો મરણ પામી ધોળા રંગના ખડા જેવો બંધાઇ જશે.

**સોમલનું તેલ બનાવવાની રીત**—અઘેડાનો ખાર અથવા

તો સોડા એ બેમાંથી એક ચીજ ચાર તોલા જેટલી લેઇને તેમાં સોમલનું ચૂર્ણ આઠ તોલા મેળવીને લોઢાની કઢાઇમાં નાંખીને પછી ચોવીશતોલા પાણી રેડી ચુલે ચઢાવી ધીમી આંચથી ઉકાળતાં જયારે બે તોલા પાણી બાકી રહે ત્યારે તે કઢાઇને અગ્નિ ઉપરથી નીચે ઊતારી લેવી, જેથી કઢાઇ ઠંડી પડતા સુધીમાં પાણીનો ભાગ શોષાઇ જઇ માત્ર સોમલનું પ્રવાહી તેલ બાકી રહેશે, જેને ગળી લેઇને એક શીશીમાં ભરી રાખવું.

ઉપયોગ—વાયુથી શરીરનો જે ભાગ અત્યંત દુઃખતો હોય તેના ઉપર પાંચ તોલા સરસીઆ તેલમાં એક તોલો આ તેલ મેળવીને માલીસ કરવું અને પછી એરંડાનાં ગરમ કરેલાં પાંદડા બાંધવાં. શ્વાસ અને ખાંસીના દરદીને આ તેલ નાગરવેલનાં પાન ઉપર લગારેક ચોપડીને આપવાથી ઊલટી થઇ કફ દુર થાય છે. ઊલટીનો વેગ જો ન ખમી શકાય એવો વધી પડે તો સાકર નાંખેલું દુધ પીવાથી શાન્ત થાય છે. વળી આ તેલ એકાદ ચોખાપુર જેટલું લેઇ પતાસા ઉપર નાંખીને ખાવાથી અને તેના ઉપર સારી પેઠે ઘી દુધનો ખોરાક રાખવાથી નબળી પડેલી મૈથુન શક્તિ સતેજ થાય છે અને ઊપદંશ, ટાઢીઆે તાવ વિગેરે દરદો નાબુદ થાય છે. આ પ્રયોગમાં જો કે આવા ઊમદા ગુણો સમાએલા છે, તોપણુ સોમલ એ હળાહળ ઝેર હોવાથી અનુભવી વૈદ્યો સિવાય બીજાઓએ આ પ્રયોગ અજમાવવો નહિ.

**ચાંદીની ભસ્મ-દ્વીતિય વિધિ**—ચોખ્ખી ચાંદીનાં પતરાં બનાવી અગ્નિમાં તપાવી, તપાવીને એકસો વખત અઘેડાના રસમાં

બુઝાવવાં અને પછી તેનાં પાંદડાંની લુગદીના વચ્ચે એ પતરાંને રાખી તેના ઉપર કાપડમાટી કરીને દશશેર અડાયાં છાણાંની આગમાં ફુંકી દેવાં. આ પ્રમાણે પાંચ, સાત વખત ફુંકવાથી ઉત્તમ ભસ્મ તૈયાર થાય છે, પરંતુ આ પ્રમાણે તૈયાર થએલી ભસ્મમાં કંઇ કાળાશપણું રહેલું જણાય તો તેને આમલીનાં પાંદડાંની લુગદીમાં રાખીને એકાદ, બે વખત ફુંકવાથી શુદ્ધ સફેદ રંગની ભસ્મ તૈયાર થશે.

**હરતાલ ભસ્મ**—શુદ્ધ કરેલી હરતાળને ચાર પહોર સુધી બોડી અંધાડીના રસમાં ખરલ કરી ટીકડી બનાવી છાંયે સુકવતાં જ્યારે તે બરાબર રીતે સુકાઇ જાય ત્યારે એક શરાવલામાં અર્ધા ભાગ સુધી અધેડાની રાખને દાબીને ભરવી, અને તેના ઉપર ટીકડી મૂકી પછી સરાવલાના બાકી રહેલા ભાગમાં પણ સારી પેઠે રાખને દાબીને પૂર્ણ રીતે ભરી તેના ઉપર બીજું શરાવલું ઢાંકી કપડમાટી કરી ગજપુટનો અગ્નિ આપવાથી ઉત્તમ ભસ્મ તૈયાર થશે.

**સોમલભસ્મ વિધિ**—શુદ્ધ સોમલને ખરસાંડી અને આકડાના દુધમાં એક, એક દિવસ ખરલ કરી ટીકડી બનાવી છાંયે સૂકવી પછી એક હાંડીમાં અધેડાની રાખ અરધ સુધી ખુબ દાબીને ભરી તેના ઉપર ટીકડી મુકી હાંડીનો બાકીનો ભાગ રાખથી પૂર્ણ કરી ચુલે ચઢાવી આઠ પહોર અગ્નિ આપવાથી ઉત્તમ ભસ્મ તૈયાર થશે.

**હજરાયત સિદ્ધિ**—રવીવાર અને પુષ્ય નક્ષત્રનો જે દિવસ યોગ હોય તે દિવસે અધેડાનું મૂળ લાવી રાખવું, આ મૂળના ઉપર રૂ લપેટી ઘી ભરેલા એક કોડીયામાં દીવેટના બદલે મૂકી સળગાવવું અને પછી આઠ, દશ વર્ષની એક છોકરીને તે દીવા સામે બરાબર

દૃષ્ટિ રાખીને બેસાડવી જેથી તેને વિશ્વ દૃષ્ટિ પ્રાપ્ત થશે અને તેથી ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળની માનવ શક્તિ બહારની હરકોઇ વાત પુછવામાં આવશે તો પણ તેનો યથાસ્થિત પ્રત્યુત્તર આપશે.

---

## અનંતમૂળ.

સં. સારિવા, હિં. કાલીસર, ગૌરીસર, કરીયાવાસાળિ, મ. ઉપરસાળ, બં. શ્યામાલતા, અનંતમૂળ, તૈ. પલાશગંધી ગુ. અનંત મૂળ, કપુરી, ઈં. Indian sarsa parilla. ઇન્ડીયન સારસાપેરીલા, લા. Hemidesmus Indicus.

વિવરણ—એના વેલા કાળાશ પડતા રાતા ઘેરા રંગના થાય છે, અને પાંદડાં જાંબાનાં પાંદડાંને મળતાં ત્રણેક આંગળ લાંબાં થાય છે, શીંગો કડાની શીંગોના જેવી આવતી હોઇ બે, બે શીંગો ભેળી હોય છે અને તે ફાટે છે ત્યારે તેમાંથી રૂ નીકળે છે, ફુલો ઉપરથી કાળાં અને નીચેથી સફેદ એવાં હોય છે, પાંદડાંમાં ખડીના જેવા સફેદ લીટા હોય છે. અને તેઓને તોડતાં તેમાંથી દુધ નીકળે છે, એનાં મૂળીઆં ચાંકાંચુકાં થતાં હોઇ તેઓના ઉપરની છાલ ઘેરા ભુરા, રંગની ચીરા પડેલી હોય છે. મૂળની અંદરના લાકડાનો ભાગ પીળા રંગનો હોઇ તેમાંથી કપુરકાચલીના જેવી સુગંધિ આવે છે. મૂળનો સ્વાદ જરા મળપણુ સાથે કચુડો લાગે છે. ડુંગરાળિ જમીનમાં તેની ઉત્પત્તિ પુષ્કળ પ્રમાણમાં થાય છે. એનાં મૂળીઆં અત્યંત ઊંડાં જતાં હોવાથી

તે 'અનંતમૂળ" ના નામે ઓળખાય છે. કેટલાએક સ્થળોએ તે કાબરવેલ, કાળીવેલ, ઉપલસરી, કિંવા કપુરી મધુરીના નામે પણ ઓળખાય છે.

ઉપયોગ—આ ઔષધમાં રક્ત શોધનનો ઉત્તમ ગુણ રહેલો છે. જેથી વિલાયતી સારસાપરેલાના બદલે તેનો ઉપયોગ થાય છે. એનાં અઢી તોલા મૂળીઆંને કચરીને ચાળીશ તોલા પાણી સાથે રાત્રે ભીજવી રાખી બીજા દિવસે તે મૂળીઆં નીચેવી પાણીને ગાળી લેવું. આ પાણી આખા દિવસમાં થઇને પી જવાથી હમેંશના કરતાં ત્રણ, ચાર ગણો વધારે પેશાબ ઊતરે છે, શરીરમાં એકદમ પસીનો છુટે છે, સખ્ત ભૂખ લાગે છે, તેમજ રક્તની શુદ્ધિ થાય છે; જેના લીધે મત્ર સબંધી સઘળા વિકારો, મંદાગ્નિ, ઉપદંશની ગરમી, વિસ્ફોટક, પ્રદર, પ્રમેહ, જીર્ણજ્વર, અરૂચિ, સંધિવા, ખાંસી, દમ, ધાતુક્ષીણતા, અશુદ્ધ પારો સેવન કરવાથી ઉત્પન્ન થયેલા ઉપદ્રવો તેમજ લોહી બિગાડનાં દરદો રામબાણ રીતે નાબુદ થાય છે. પેશાબને છુટથી ઊતારવામાં આ ઔષધ "સ્પિરિટ ઇથર નાઇટ્રોસી" નામની વિલાયતી દવા કરતા પણ ઉત્તમ કાર્ય બજાવે છે અને તેથી તામિલ દેશના વૈદ્યો પથરી તથા મૂત્રકૃચ્છ વિગેરે પેશાબના દરદોમા તેનો છુટથી ઉપયોગ કરે છે અને રક્તની અશુદ્ધતા નાબુદ કરવાને માટે પણ આ ઔષધ કોઇ પણ રીતે વિદેશી સારસાપારેલાથી ઉતરતું નહિ હોવાને લીધેજ "ઇન્ડીઅન સારસાપારેલા" ના નામથી બ્રિટિશ ફાર્માકોપીઆમાં' દાખલ કરવામાં આવ્યું છે.

દરદી જો મજબુત બાંધાનો હોય તો આ ઔષધિનાં અઢી

તોલાને બદલે પાંચ તોલા મૂળીઆંને કચરી ૮૦થી ૧૦૦ તોલા પાણી સાથે રાતવાસો ભીંજવી સવારના ગાળી લેઇ તે બધું પાણી પણ એક દિવસમાં પાઇ શકાય છે. વળી આ વનસ્પતિનાં મૂળીઆંનો ભૂકો બેથી ત્રણ તોલા જેટલો લેઇ અઢી તોલા સાકર અને ત્રીશ તોલા પાણી સાથે એક ઢાંકણું ઢાંકેલા વાસણમાં દશ મિનિટ સુધી ઊકાળી ગળીં લીધા પછી તેમાં દુધ મેળવી પીવાથી સ્વાદમાં, સુગંધિમાં અને રૂચિમાં ચાહા સાથે એટલું બધું મળતાપણું આવે છે કે અજાણ્યો માણસ તે ખરેખરી ચાહાજ છે એવું માનવાની ભુલ પણ કરે છે. વળી ખરી ચાહા પીવાથી જ્યારે અનેક પ્રકારના અવગુણો ઉત્પન્ન થાય છે, ત્યારે આ "આયુર્વેદિક ચહા" પીવાથી અનેક જાતનાં દરદો દુર થાવ છે એટલુંજ નહિ પરંતુ ખરી ચાહાનું બંધારણ જો નહિ છુટી શકે એવી ખરાબ હાલતમા પડયું હોય તો તે પણ વગર મુશ્કેલી-એ છુટી જાય છે. આ મિશ્રણ એટલું બધું સ્વાદિષ્ટ થાય છે કેઃ— પોટાસ આયોડીડ નામની ખરાબ રૂચિવાળી દવા પણ તેની જોડે સ-હેલાઇથી લેઇ શકાય છે. આ મૂળીઆં જેટલાં તાજાં હોય તેટલાં વધારે સ્વાદિષ્ટ, સુગંધિયુક્ત અને ગુણકારક થઈ પડે છે. માટે બનતા સુધી તે તાજાંજ મેળવવાં જોઇએ.

અનંતમળ દશ તોલા લેઇ સારી પેઠે કચરી સાઠ તોલા પાણી સાથે ઉકળતાં ત્રીશ તોલા પાણી બાકી રહે ત્યારે નીચે ઉતારી ચાર કલાક ઢાંકી રાખી પછી તે પાણીને ગાળી લેઇ તેમાં સીત્તર તોલા ખાંડેલી સાકર નાંખી ધીમા તાપે શરબત બનાવવું. આ શર-બત બાળકે ને બહુ ફાયદો કરે છે, અને તેથી હાડમાં નીકળેલાં વિ-

વિધ જાતનાં બાલામૃતો પૈકી ઘણુંખરાં તો આ રીતેજ તૈયાર કરવામાં આવેલાં હોય છે.

**સારિવાદિ ચૂર્ણ**—વીશ તોલા અનંતમળ, દશ તોલા શતાવરી, દશ તોલા રાસ્ના, દશ તોલા ચોપચીની, પાંચ તોલા જેઠીમધનાં મૂળ, પાંચ તોલા હરડેદળ, ચાર તોલા વાવડીંગના તાંદળા, પાંચ તોલા મીંઠીઆવળ, ત્રણ તોલા તજ, ત્રણ તોલા ઉપલેટ, એક તોલો લવિંગ, અને અઢી તોલા મોથ એ બધાંને સાથે મેળવીને ચૂર્ણ કરવું. આ ચૂર્ણમાંથી સવાર, સાંઝ ૦। તોલા જેટલું ફાકી ઉપર દુધ પીવાથી પ્રદર, પ્રમેહ, જીર્ણતાવ, નબળાઇ, ઝાડાની કબજીયાત, મંદાગ્નિ, નળબંધ વાયુ, આફરો, લોહી બિગાડનાં દરદો વિગેરે દુર થાય છે. પથ્ય પાળવાની જરૂર નથી. પ્રકૃતિને માફક આવે તેવો ખોરાક વાપરવો.

**તામ્ર ભસ્મ**—ઉપલસરીનાં મૂળ અને ભોયરીંગણીનાં પંચાંગને સાથે ખાંડી બનાવેલી લુગદીમાં શુદ્ધ કરેલાં ત્રાંબાનાં પતરાં રાખી કપડમાટી કરી ગજપુટમાં ફુંકવાથી એકાદ, બે પુટમાં ભસ્મ થાય છે, જે ખાંસી, દમ, જીર્ણતાવ વિગેરેમાં સારું કામ બજાવે છે. અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરી અજીર્ણ, ચુંક, શૂળ વિગેરેને દુર કરે છે.

અનંતમૂળના ગુણોની દેશી વૈદ્યોના મુખથી પ્રસંશા સાંભળી અનેક વિદેશી ડૉકટરોએ પોતાના દરદીઓ ઉપર અજમાયશ લેવાથી તેઓની ખાત્રી થઇ છે કે છેક અસાધ્ય સ્થિતિએ પહોંચેલાં જે જાતનાં લોહી બિગાડનાં દરદો વિલાયતી સારસાપરેલાથી સારાં થતાં નથી

તેઓ આ ઔષધિથી અજબ રીતે સારાં થાય છે અને તેથી તેઓ વિલાયતી સારસાપરેલાના બદલે આ ઔષધ એટલે "ભારતીય સારસાપારેલા" માંથી જે અનેક તરેહની બનાવટો તૈયાર કરી પેટન્ટ ઔષધો તરીકે પોતાના દરદીઓમાં વાપરવા લાગ્યા છે તે પૈકી મુખ્ય બનાવટ નીચે મુજબ છે.

**ભારતીય સારસપારેલા**—ચૌદ તોલા અનંતમૂળ, ચૌદ તોલા ચરીઆતુ, અને સીન્કોના કે જેમાંથી ક્વિનાઈન બનાવવામાં આવે છે તેની છાલ ચાર તોલા લેઇ એ બધાંને ખોખરાં કરીને છશેર ગરમ પાણી સાથે ચીનાઈ માટીની બરણીમાં પાંચ છ કલાક ભીંજવી રાખ્યા બાદ ધીમી આગથી ઉકાળતાં જ્યારે એક શેર પાણી બાકી રહે ત્યારે ઉતારી ગળી લેઇ પછી એ પાણીમાં વિલાયતી સારસાપરેલા એટલે "એકસ્ટ્રાકટ જમેકા સારસાપરેલા લીકવીડ" ચાર તોલા, રેકટીફાઈડ સ્પિરિટ ( એ નામનો ઊંચી જાતનો વિલાયતી પીવાનો દારૂ ) એક અધોળ અને પોટાસ આયોડીડ ૯૦ ઘઉંભાર મેળવી બાટલીમાં ભરી મજબુત રીતે મુખ બંધ કરવું. આ ઔષધ દરરોજ સવાર, સાઝ એક રૂ. ભાર જેટલું લેઇ થોડા દુધ કે પાણી સાથે મેળવી પીવાથી પારો ખાવાથી કીંવા બીજા હરકોઇ કારણથી અશુદ્ધ થયેલું રક્ત સુધરી જઇ અનેક દરદો દુર થાય છે.

---

## આકડો.

સં. અર્ક. મ. રૂઇ, મદાર, હિં. આક, લા. Calotropis procera.

વર્ણન—આ ઝાડ દરેક ઠેકાણે થતાં હોવાથી તેનું વર્ણન આપવામાં આવતું નથી, એની લાલ તથા ધોળી એવી બે જાતો થતી હોય લાલ જાત દરેક જગ્યાએ સહેલાઇથી મળી શકે છે માટે અત્રે લખવામાં આવેલા ગુણો લાલ આકડાનાજ સમજવા.

જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ—એનાં મૂળીઆંની છાલ ઇપીકાક્યુઆનાની માફક મરડાના દરદ ઉપર ઘણી અકસીર માલુમ પડી છે અને તેથી તેનો નીચે મુજબ ઉપયોગ થાય છે.

આકડાના મૂળની છાલ સોળ તોલા, જીરૂ આઠ તોલા, જવખાર ચાર તોલા, નાગરમોથ આઠ તોલા અને અફીણ ચાર તોલા લેઇ એ સર્વનું ચૂર્ણ કરી પાણી સાથે ઘુંટી બે, બ રતીના ગોળીઓ વાળવી, અને દિવસમાં ત્રણ વખત એટલે સવારે, બપોરે તથા સાંઝે એ દરેક સમયે એક, એક ગોળી પાણી સાથે લેવી. આ ઔષધ વાપરતા પહેલાં એરંડીઆ તેલનો જુલાબ લેવો, અને કેવળ દુધ, ભાત કે દહીં ભાતનોજ ખોરાક રાખવો જેથી સાદો ઝાડો, મરડો, તેમજ લોહી અને પરૂ પાચવાળો મરડો દૂર થાય છે.

ઔષધમાં વાપરવા લાયક આકડાની છાલ ગ્રહણ કરવાની ઉત્તમ રીત એ છે કે ખાસ ઉનાળાની મોસનમાં જેમ બને તેમ મોટા ઝાડના જાડાં મૂળ કાઢી લાવી એકાદ, બે દિવસ છાંયડે રાખી મુકી પછી તેઓના ઉપરની માટી અને ધુળવાળી નિર્જીવ છાલ કાઢી નાંખી અંદરના ભાગની ચોખ્ખી છાલને કુટી કપડછાણુ કરી એક મજબુત બુચવાળી બાટલીમાં ભરી રાખવી. બરાબર ચોખ્ખી છાલમાંથી બનાવવામાં આવેલી ભૂકીનો રંગ ચોખાના લોટને મળતો હોય છે અને પોતાનું કાર્ય કરવાની શક્તિ તેમાં યથા સ્થિત રીતે સમાએલી હોય છે.

મરડાના દરદને દુર કરવામાં જેવી અજબ રીતે આ ઓષધિ કાર્ય કરે છે, તેવીજ રીતે શ્વાસનલિકાનાં દરદો ઊપર પણ તેની અસર ઘણી સરસ થાય છે, વળી તે હાલા કફનું શમન પણ કરે છે, અને તેથી ખાલી ઊધરસ, દમ, રક્તપિત્ત, ઊરક્ષત અને ક્ષયની ખાંસીમાં આપવાથી સારો ફાયદો બતાવે છે. આ કામ માટે ખાસ નીચેની બનાવટો વપરાય છે.

આકડાના ફુલનાં રવાયડાં અને સિંધવ એ દરેક ચાર, ચાર વાલ, અફીણ એક વાલ અને અજમો અડધો તોલો એ બધી ચીજો ખાંડી ભેગી મેળવીને તેની ચણા જેવડી ગોળીઓ કરવી. કેટલીએક વખતે દરદીની પ્રકૃતિનો વિચાર કરીને જો ગરમ પડે તેમ હોય તો અજમો નાંખવામાં આવતો પણ નથી. આ ગોળીઓમાં આકડો સમાએલો છે, જે હાલા કફનું શમન કરે છે અને સિંધાલુણ કફના ચીકાસને તોડીને સહેલાઇથી બહાર નીકળી આવવા યોગ્ય કરે છે, તેથી ઇશ્વરી નિયમ પ્રમાણે શ્વાસોશ્વાસની જે ક્રિયા શરીરમાં ચાલ્યા કરે છે, તેના લીધે એ કફ બહાર નીકળી આવે છે. આવી રીતે કફ બહાર નીકળતાં વધારે ઊધરસ ચવાની જરૂર છે અને વધારે ઊધરસ આવવાથી દરદીની છાતી ન દુઃખે અને તેને વસમુ ન લાગે તેટલા માટે અફીણ જેવી પીડાશામક દવાની તેની સાથે યોજના કરવામાં આવી છે. જ્યારે દમ ચઢે છે ત્યારે ઊલટી કરવાથી કફ બહાર નીકળી જઇ દમની શાન્તિ થાય છે એ વાત જાણીતી છે અને એવોજ વમન ગુણ આકડામાં રહેલો હોવાથી તે તીક્ષ્ણ દમના સોજાને બેસાડે છે. આવી રીતે દમનો જુસ્સો બેસી ગયા પછી ફરીતે ન ઊપડે તેના માટે ત્યારબાદ નીચેની બનાવટ આપવામાં આવે છે.

આકડાનાં રવાયડાં એટલે ફુલની ભીંજો એકસો પચ્ચીશ અને જાયફળ, જાવંત્રિ, લવિંગ તથા અકલગરો એ દરેક ચીજ એક, એક તોલો લેઇ સાથે મેળવી ખાંડી, ખરલ કરી બે, બે આનીભારની ગોળીઓ વાળવી, અને દરરોજ સવાર, સાંઝ એક, એક ગોળી પાણી સાથે આપવી.

હાલની નવી શોધથી જણાયું છે કે એનાં ફુલોનાં રવાયડાં અને મરીઆં સરખા ભાગે લેઇ પાંચ, પાંચ ઘઊંભારની ગોળીઓ વાળી દિવસમાં ચાર વખત દરેક વખતે એક, એક ગોળી આપવાથી દમ, હીસ્ટીરીયા, વાઇ અને ખેંચતાણનાં દરદોમાં ઘણોજ સારો ફાયદો થાયછે.

વધી ગએલા અજીર્ણના દરદમાં આ ઔષધ ઘણુંજ ગુણકારી છે અને વળી હોજરીમાંના વિદગ્ધ પદાર્થો તથા નહી પચેલા પદાર્થોને પચાવવામાં તથા ઝાડાવાટે બહાર કાઢવામાં ઉત્તમ કાર્ય કરે છે; જેથી ગુલ્મ, ચુંક, શુળ, પીડ, અજીર્ણ વિગેરેના માટે પણ તેનો નીચે મુજબ વિધિથી ઉપયોગ થાય છે.

આકડાનાં પાંદડાં એકસો, કરંજનાં પાંદડાં એકસો, વરણાની છાલ ચાલીશ તોલા, થોરનાં ડીંડાં એકસો તોલા, ભોંયરીંગણીનાં ડોડવાં એકસો, કુંવરનું પાઠું આઠ તોલા, ગુગળ બે તોલા, લસણ વીશ તોલા, સિંધવ વીશ તોલા, કાંકચની છાલ વીશ તોલા, સંચળ બાર તોલા, સુંઠ, મરીઆં તથા લીંડીપીંપર એ દરેક સાત, સાત તોલા, કાચલુણ આઠ તોલા, સમુદ્રનું લુણ ચાળીશ તોલા, બીડલુણ ચાર તોલા, અજમો અને અજમોદ એ દરેક બે, બે તોલા, હીંગ ચાર તોલા, જીરૂં ચાર તોલા, શાહજીરૂ ચાર તોલા, રાઇ સોળ તોલા અને ચિત્રો બત્રીશ તોલા લેઇ આ બધાંને ખાંડણીથી ખાંડી તેમાં

બત્રીશ તોલા આકડાનું દુધ અને સોળ તોલા સરસીયું તેલ ઉમેરી એક હાંલ્લામાં ભરવું અને તે હાંલ્લાના મહોડા ઉપર ઢાંકણી ઢાંકી સાંધો બંધ કરી ચુલે ચઢાવી નીચે દેવતા સળગાવવો. જ્યારે બધી ચીજો બળીને રાખ થઇ જાય ત્યારે નીચે ઊતારી એ રાખને બાટલીમાં ભરી રાખવી. અને દિવસમાં ત્રણ વખત દરેક સમયે અડધા તોલા જેટલી લેઇ છાશ સાથે મેળવીને પી જવી.

વિદ્વાન ચિકિત્સક રત્ન બંગસેને પોતાના ગ્રંથમાં વર્ણવેલો અ-ર્શના વ્યાધિને નાબુદ કરનારો એક લેપ કે જે ઘણોજ અકસીર હોવાથી "સીદ્ધલેપ" ના નામથી ઓળખાય છે તેની બનાવટ આ મુજબ છે.

લીંડીપીંપર, હળદર, શંખની ભસ્મ, સાજીખાર, કણુજીનાં બીજ અને પાંદડાં, સિંધવ, નગોડનાં પાંદડાં, ચણોઠીનાં બીજ, નાગકેસર, મોરથુથુ, ધંતુરો, કુકડાની હગાર, અજમો અને કુકડવેલનાં બીજ એ બધાં સરખા ભાગે લેઇને ચૂર્ણ કરી પછી થોર, આકડો અને ગાયના દુધની ભાવના આપી વારંવાર ખરલ કરીને અર્શ ઉપર લેપ કરવો.

ખાંસી માટે—તેની નીચે મુજબની બનાવટ પણ વપરાય છે.

અજમો આઠ તોલા, હરડેદળ, બીડલવણ, ખેરસાર, સિંધાલુણ, હળદર, ઉપલેટ, ભારંગ મૂળ, એલચી, ટંકણ, કાયફળ, અરડુસી, અ-ઘેડાનું મૂળ, જવખાર, સાજીખાર એ દરેક ચાર, ચાર તોલા અને આકડાનાં ફુલ સોળ તોલા એ બધાંનું ચુર્ણ કરીને તેને કુંવરનાં રસની ભાવના દેવી, પછી એક હાલ્લીમાં ભરી મહોડું ઢાંકી કપડમટી કરી ચુલે ચઢાવી અગ્નિ સળગાવી રાખ કરવી જે મધ સાથે ૧ થી

૦ાા તોલા જેટલી ચાટવી.

"ઇન્ડીઅન ડ્રગ્સ એન્ડ પ્લેન્ટસ"—નામે ગ્રંથના કર્તા જણાવે છે કેઃ—

With black pepper twice a day in jaundice; given in half a seer of whey of milk with half a drachm of sodium carbonate jaundice is said to be cured within a week.

આકડાનાં મૂળની છાલનું ચૂર્ણ દશ ઘઊં ભાર, મરીઆંનો ભૂકો દશ ઘઊંભાર અને સોડાબાયકાર્બ અથવા તો ચોખ્ખો સાજીખાર ત્રીશ ઘઊંભાર સાથે મેળવી એક પડીકું કરવું અને વીશ તોલા છાશમાં નાંખીને પી જવું. આ પ્રમાણે દિવસમાં બે વખત લેવાથી કમળાનું દરદ એક અઠવાડીઆની અંદરજ નાબુદ થાય છે એમ કહેવાય છે.

A powder of the dried leaves is dusted on ulcers to promote healthy action or mixed with oil it is applied with a liquid paste to old sores and ulcers.

સુકાં પાંદડાનું ચૂર્ણ ચાંદી, ચાંદાઓ ઊપર રૂઝ આવવાનું કાર્ય ઝડપથી થવાને માટે ભભરાવવામાં આવે છે, અથવા તો તેલ કે મલમ સાથે મેળવીને જુનાં ચાંદાં અને તેના સોજા ઉપર ચોપડાય છે.

જુનાં ચાંદાં કે જે નાડી વ્રણ કિંવા નાસુરના નામે ઓળખાય છે, અને જેનું રસી નીકળવાનું છિદ્ર અત્યંત સાંકડું હોવા-

થી પુરતી રસી નહિ નીકળી શકવાથી સાફ નહિ રૂઝાતાં ભરનીંગળ થયાં કરે છે, અને તેથી છેવટે કંટાળીને શસ્ત્રક્રિયા કરાવવી પડે છે તેના માટે આ અકસીર ઇલાજ છે, કારણ કે આકડાના સ્પર્શથી વ્રણનું છિદ્ર પહોળું થાય છે, અને તેથી તેમાંની રસી ઊંડી ઉતરી નસોમાં ન જતાં બહાર નીકળી જાય છે જેથી વ્રણ રૂઝાઇ જાય છે.

રસી નીકળવાથી સાથે રૂઝ આવવાના કાર્યમાં પણ સહાયકારક થઇ પડે તેવાં બીજાં ઔષધોના સંયોગવાળો આ વનસ્પતિનો એક પ્રયોગ "**अनुभूत योग माला**" નામના ગ્રંથમાં જણાવેલો છે, જેનો અનુભવ લેતાં અકસીર માલમ પડવાથી આ સ્થળે આપવો ઊચિત ધારીએ છીએ.

સરસીયું તેલ સોળતોલા, ગાયનું ઘી આઠ તોલા અને આકડાનાં પાંદડાંનો રસ ૯૬ તોલા સાથે મેળવી ધીમા ધીમા અગ્નિથી ઉકાળના જ્યારે રસનો ભાગ બળી જઇને તેલ અને ઘી માત્ર બાકી રહે ત્યારે ઉતારી ગળી લેઇ તે તેલ ગરમ હોય તે વખતે તેમાં આકડાનાં સુકા પાંદડાંનું કપડે ચાળેલું બારીક ચૂર્ણ ચાર તોલા, પારો અને ગંધક સરખા ભાગે લેઇ સારી પેઠે ઘુંટીને કરેલી કજળી એક તોલો, સિંદુર ૦ll તોલો, તથા હરતાલ, મનસીલ, હળદર, સોનાગેરૂ અને સરસવનું ચૂર્ણ એ દરેક પણ અડધો, અડધો તોલો મેળવી મલમ ભરવાની બાટલીમાં ભરી રાખવું, અને પછી જ્યારે તેનો ઉપયોગ કરવો હોય ત્યારે ગરમ કરીને ચોપડવું.

# આસંધ.

**સં. અશ્વગંધા, હિં. અસગંધ, મ. આસગંધ, કંચુકી, ગુ. આહન, આસંધ, આસોંદ, ઘોડાઆહંધ, લા. વીથનીઆ સોમ્નીફેરા 'Withania somnifera.'**

**વર્ણન**—ઘોડા આહંધના છોડવા ચોમાસે ઘણા ફુગી આવે છે, તેમજ ઘણીખરી જગ્યાએ તે બારે માસ પણ હોય છે. એ છોડવા એથી ચાર ફીટ ઊંચા વધતા હોઇ એમાં રીંગણીની પેઠે કેટલીએક શાખાઓ નીકળેલી હોય છે, એનાં પાંદડાંનો આકાર ઊભી રીંગણીનાં પાંદડાં જેવો હોઇ, ફુલઘંટ જેવા આકારનાં, ઝીણાં પીળાશ લેતા લીલા રંગનાં હોય છે, અને ફળો પોપટીના જેવાં હોય છે. એમાં ચોમાસાની આખરે અને શિયાળાની શરૂઆતમાં ઘણું કરીને ફળ જોવામાં આવે છે.

બજારમાં ગાંધીઓના ત્યાં આસંધના નામથી જે મૂળ વેચાય છે તે આ વનસ્પતિનાં નહિં, પરંતુ તેની પંજાબ તરફ થતી કોઇ બીજી જાતનાંજ છે.

ગુણદોષ અને ઉપયોગ—આ વનસ્પતિના નિઘંટમાં અનેક ગુણો બતાવવામા આવ્યા છે, પરંતુ શોઢલ નામના વૈદ્યે તેનો એક ખાસ ગુણ બતાવ્યો છે અને તે એ છે કેઃ—

**अश्वगंधा पत्र लेपो ग्रन्थिगण्डापचीहरेत् ॥**

આસધનાં પાંદડાંનો લેપ ગાંઠ, ગલગંડ અને અપચી નામની ગ્રંથીને દુર કરે છે. જો કે શોઢલે તો આ વાત ઘણાં વર્ષો પૂર્વેજ

જણાવી હતી' છતાં તે વિશેષ પ્રસિદ્ધમાં નહોતી; પરંતુ હાલમાં ચાલતી મરકીની ગાંઠ ઉપર એનાં મૂળીઆંનો લેપ અકસીર માલમ પડવાથી "વનસ્પતિશાસ્ત્ર" નામે પ્રસિદ્ધ ગ્રંથના કર્તા પોરબંદર સ્ટેટના ફોરેસ્ટ ખાતાના માજી ક્યુરેટર મહાશય જયકૃષ્ણ ઇંદ્રજી તરફથી સદરહુ સ્ટેટના સને ૧૯૦૭ના ફેબ્રુઆરી માસની ૬૬ મી તારીખના ગેજેટમાં એક જાહેર ખબર પ્રસિદ્ધ થઇ હતી તેનો સાર એવો છે કેઃ—

આશરે સાતેક વર્ષ ઉપર એક જૈન સાધુએ એક જડીનો આશરે બે ઇંચ લાંબો અને દોઢ ઇંચ પહોળો એક કડકો પોરબંદરની પાંજરાપોળના મરહુમ મેનેજર શેઠ જેચંદ સાવડીઆને આપેલો હતો, અને ગમે તેવી ગાંઠ ઉપર એ ચોપડવાથી તે ગાંઠ ફુટી જાય છે અને આરામ થાય છે એમ તેને કહ્યું હતું. એ સાધુ ગયા બાદ કેટલાએક મહીના પછી કમનસીબે પોરબંદરમાં સંવત ૧૯૫૪ની સાલમાં મરકી ચાલી ત્યારે મરકીની ગાંઠ ઉપર સદરહુ જયચંદ શેઠે એ જડીનો ઉપયોગ કરેલો, જેથી ચાર, પાંચ શખ્સોની ગાંઠો ફુટીને આરામ થયેલો. પછી જ્યારે એ જડીનો માત્ર ાા ઇંચ જેટલો કકડો બાકી રહ્યો. ત્યારે તેણે તે વખતના અહીંના ચીફ મેડીકલ ઓફીસર સાહેબ ડોક્ટર હરી શ્રીકૃષ્ણ દેવને આ કડકો દેખાડયો અને તેના ગુણ સબંધિ વાત કરી. ત્યારે તેઓ સાહેબે સદરહુ શેઠને મારી પાસે એ જડીની પરીક્ષા કરાવા સારૂ મોકલ્યા. આ જડી સુંઘતાંજ મને આસંધના મૂળીઆ જેવી વાસ આવી, તે ઉપરથી આ સંસ્થાનના નવા બાગમાંથી આસંધનું મૂળીયું કાઢી મંગાવી એ જડીના કકડા સાથે તેની વાસ, સ્વાદ અને આડો કાપ આઇગ્લાસથી જોઇ મેળવી જોતાં સરખાં લાગ્યાં. જે ઉપરથી આસંધના મૂળનો એક મોટો કકડો જ-

ચચંદ શેઠને એજ રીતે વાપરવા આપ્યો અને ડોકટર સાહેબ દેવ અને કમ્પાઉન્ડર મી. નરોતમે તેમજ આસીસ્ટંટ ડોકટર મી મણી-શંકરે પણ પ્લેગની ગાંઠ ઉપર તેને અજવમાતાં સારી અસર જોવામાં આવી, અને ૧૫ ખારવા, ૪ ભોઇ, ૬ તળીયા, બે સીધી, એક મંતરો, ચાર બ્રાહ્મણ અને દશ લુહાણા સારા થયા. વળી સં. ૧૯૫૬ની સાલમાં બીજી વખત અને સંવત ૧૯૫૮ની સાલમાં ત્રીજી વખત મરેકી આવી ત્યારે પણ ઘણી ગાંઠો સારી થઇ હતી. વગી આસં-ધનાં મૂળીઆં મરકીની ગાંઠ ઉપર ચોપડાય છે એ વાત ઘણા લોકોની જાણમાં આવતાં લોકો પોતાની જાતે પણ તેનો ઉપયોગ કરતા હતા.

સને ૧૯૦૨ના ડીસેમ્બર માસમાં અમદાવાદમાં ભરવામાં આ-વેલા પ્રદર્શનમાં આ મૂળીઆં મુકવામાં આવ્યાં, હતાં અને તે જોવા આવનારા ઘણા વૈદ્યો તથા બીજા ગૃહસ્થોને મરકી ઉપર તેનો ગુણ કેવો છે તે સમજાવવામાં આવ્યું હતું, તેમજ અજમાયશ માટે બે મૂળીઆં વડોદરા કલાભૂવનના રસાયનશાસ્ત્રી મીસ્તર મોતીલાલ છોટા-લાલ ત્રિવેદીને આપવામાં આવ્યાં હતાં. જેની અજમાયશ લેઇ સદરહુ રસાયણશાસ્ત્રી પોતાના તા. ૧૨-૧૦-૧૯૦૩ના પત્રમાં લખે છે કે એ મૂળ પાણીમાં ઘસી ચોપડવાથી દશ કેશ સારા યયા છે.

મુંબાઇ સમાચાર વિગેરે કેટલાંએક પત્રોમાં આ મૂળીબાની જાહેર ખબર છપાવાથી કાઠીઆવાડ, કચ્છ, સિંધ, ગુજરાત, મારવાડ, દક્ષિણ અને ઊત્તર હિન્દુસ્થાનના કેટલાએક ગૃહસ્થો તરફથી આ મૂ-ળીઆં મંગાવવામાં આવતાં. આ સંસ્થાન તરફથી તે ખેરાત તરીકે મોકલી દેવામાં આવ્યાં હતાં.

આ મૂળીઆંનો ઉપયોગ કરવાની રીત એવી છે કે તાજાં મૂળીઆંને પાણીમાં ઘસીને તેને ચંદનની માફક ગાંઠ ઉપર ચોપડવાં, તથા ગાંઠની આજુબાજુ જ્યાં સુધી સોજો હોય અગર જગ્યા લાલ થઇ હોય તેટલા સુધી ચોપડવાં. આ લેપ સૂકાયા પછી તણાય છે, અને તેથી ફેલાએલો સોજો અગર ગાઠ ઘણુંકરીને એક મધ્યબિંદુમાં એકઠો થઇને ઉપર તરી આવે છે, જેમ જેમ ગાઠ ઉપર આવતી જાય છે તેમ તેમ આજારી બેશુદ્ધિમાં હોય તો શુદ્ધિમાં આવતો જાય છે અને આખરે ગાંઠ પાકી ફુટી જાય છે. આવી રીતે ગાંઠ ફુટયા પછી તેની આજુબાજુએ આ મૂળીઆનો લેપ અને ગાંઠના મૂખ ઉપર ઘઊંના લોટની પોટીસ મુકવાથી પરૂં ખેંચાઇ નીકળી જાય છે. અને છેવટે સાદા મલમની પટી લગાડવાથી ગાંઠ રૂજાઇ જાય છે મરકીની ગાંઠ ઉપર ચોપડવાને માટે આ દવા ચાલતી હોય ત્યારે પીવાની દવા તરીકે પ્રોફેસર ગજ્જરનું પ્લેગ મીકશ્ચર અથવા તો બીજી કોઇ યોગ્ય દવા વાપરવામાં આવે તો વિશેષ ફાયદો થાયછે.

---

## ઊંટકટો.

સં ઊત્કંટો, હિં. ઊંટ કટીરા. મ. ઊતાંડી, ગુ. ઊંટકંટો, કાંટા શૂળીઓ, ઇં. થિસ્ટલ, લા. એકીનોપ્સ એકીનટસ.

વર્ણન—એના છોડવા એકથી અઢી ફુટ સુધી ઊંચા થાય છે, અને તે શિયાળે જોરમાં હોય છે. ઘણા ભાગે એ પત્થર અને રેતીવાળી જમીનમાં ઊગે છે, અને ફુલ ન આવ્યા હોય ત્યાં સુધી દાર-

ડીઆ એંખરાના છોડ જેવા જણાય છે. એનાં ફળ, ડાળીઓ, પાંદડાં અને આખા છોડવા ઉપર લાંબા તીક્ષ્ણ કાંટા આવેલા હોય છે. પાંદડાં લાંબાં, કાંટાવાળાં અને કોર ઉપર વિભાગિત હોય છે. ફુલો ફીકા જાંબુડા રંગનાં કાંટાવાળી ગોળ દડીમાં આવે છે, અને ફળની ઉપર કાંટાનો ગુચ્છ હોય તે દરેક કાંટા ની એક, એક બીજ જવના આકારનું પણ તેથી નાનું હોય છે.

ઉપયોગ—ઠેઠ પ્રાચીન ગ્રંથોમાં એનું વર્ણન જોવામાં આવતું નથી, પરંતુ મધ્યકાળના વૈદ્યોના સમયમાં તેનો એક ચમત્કારીક ગુણ અનુભવવામાં આવ્યો હતો; અને તે એ હતો કે પ્રસવ સમયે જ્યારે કોઇપણ સ્ત્રી અત્યંત કષ્ટાતી હોય અને અનેક ઉપચાર કરવા છતાં પણ પ્રસવ ન થતો હોય તેવા પ્રસંગે એનાં મૂળ પાણી સાથે ઘસીને એક તોલા જેટલા પ્રમાણમાં પીવાથી તરતજ પ્રસવ થતો હતો. કેટલાએક સમય સુધી આ ઇલાજ ગુપ્તપણે વપરાયા પછી પરોપકારાર્થે શોઢલ નામના વૈદ્યે પોતાના રચેલા નીઘંટ મારફતે પ્રસિદ્ધિમાં મૂકયો, ત્યારથી આજ સુધી સંસ્કૃત જાણનારા અનેક વિદ્વાન્ વૈદ્યોએ તેનો અનુભવ લીધો છે, તેમજ અમે પણ અનેક પ્રસંગે તેનો ઉપયોગ કરી જોયો છે; અને પ્રસવ સમયના કેટલાએક વિકટ પ્રસંગો કે જેમાં દાયણો નિરાશ થવાથી ચીડવાડફોને બોલાવવાની ધામધુમ ચાલી રહેલી હતી તેવા સમયમાં પણ એના ઉપયોગથી સઘળી મુશ્કેલીઓ દુર થઇ સુખે પ્રસવ થએલા છે. દરરોજ દૃષ્ટિ આગળ આવતી એક સાધારણ વનસ્પતિમાં પણ આવો દીવ્ય ગુણ સમાએલો છે. એ જાણી દરેક વાંચકને કુદરતની અગાધ લીલાનું ભાન થયા સિવાય રહેશે નહી.



# એરંડો.

સં. એરંડ, હિં અંડ, મ. એરંડોલી. બં. ભેરંડા, ફા. બેદંજીર, ગુ. એરંડો, દીવેલો ઈં. કૅસ્ટર ઑઇલપ્લૅન્ટ લા. Rioinis communis.

વિવરણ—એરંડાના બીજમાંથી તેલ નિકળતું હોવાથી દરેક સ્થળે તેનું પુષ્કળ પ્રમાણમાં વાવેતર થાય છે જેથી વિશેષ ઓળખાણ આપવાની જરૂર નથી. એની મોટી તથા નાની એમ બે જાતો થાય છે. મોટી જાત પારસ એરંડાના નામથી ઓળખાય છે. અને નાની જાત એરંડી કહેવાય છે. વળી એના કેટલાએક છોડવાઓના થડનો રંગ લાલ અને ધોળી એમ બે જાતો મનાય છે, પરંતુ એ બધી જાતોના ગુણ દોષ લગભગ એક સરખા છે.

ગુણ ધર્મ અને ઉપયોગ—બન્ને પ્રકારના એરંડા મધુર, ગરમ, ભારે તથા શૂળ, સોજા, કમ્મર અને પેડુનાં દરદો માથાની પીડા, ઊદરરોગ, તાવ, અંડવૃદ્ધિ, શ્વાસ, કફ આફરો, ખાંસી, કોઢ અને આમ વાયુને મટાડનાર છે એમ ભાવમિશ્ર વિગેરે પ્રાચીન ગ્રંથકર્ત્તાઓ જણાવે છે, પરંતુ જડીબુટ્ટી સબંધિ શોધખોળ કરનારઓને તેમાં એ ઉપરાંત નીચેના અદ્દભુત ગુણો માલમ પડયા છે.

નાશ પામેલું ધાવણ પુનઃ ઉત્પન્ન કરવું—કોઇ, કોઇ સ્ત્રીઓને જ્યારે ધાવણ આવતું એકદમ બંધ પડી જાય છે, ત્યારે ભૂત, પ્રેતના વ્હેમમાં પડી બાધા, આખડી રાખવામાં ફસાય છે, તેવા પ્રસંગે એરંડાનાં પાંદડાં એક બાચકો લેઈ તેને આઠ, દશશેર પાણી

સાથે એકાદ કલાક ઊકાળવાં, અને પછી સ્ત્રીની છાતી ઉપર તે પાણીની પંદર મિનિટ સુધી ધાર કરી ત્યારબાદ એ બફાએલાં પાંદડાને ઝીણાં વાટી પોટીસ બનાવી છાતી ઉપર લગાડવી, જેથી થોડાજ કલાકોમાં ધાવણનો પ્રવાહ શરૂ થાય છે.

**ઓસાળનો અકસીર ઈલાજ**—ચોમાસાના સમયમાં ખરાબ કાદવમાં ચાલવાથી પગની આંગળીઓ સડી જાય છે જેને "ઓસાળ થયો છે" એવા નામથી લોકો ઓળખે છે, આ દરદ ઉપર એરંડીયું તેલ નીચે બતાવેલાં ઓષધો સાથે વાપરવાથી તુરત આરામ થાય છે-

લોઢાના કાટોડા અને સુકાં આમળાં એ બે ચીજો સરખા ભાગે લેઈ બારીક વાટીને ચૂર્ણ કરવું અને પછી તેને છાશની આછ એટલે ઠરી ગયેલી છાશને હલાવ્યા સિવાય ઉપર ઉપરથી નીતારી લીધેલી પાણી જેવી છાશ સાથે મેળવી લોઢાની કઢાઈમાં નાંખી ધીમા અગ્નિથી ખદખદાવતા શીરા જેવું થાય ત્યારે ભોંય ઊતારી એક દિવસ રહેવા દેઈ બીજા દિવસે તેમાં એરંડીયું તેલ મેળવીને દરદવાળા ભાગ ઉપર ચોપડવું.

મહીકાંઠામાં આવેલા દધાલીઆ તાલુકાના મહેરબાન ઠાકોર સાહેબ શ્રી અમરસિંહજી સાહેબે આ પ્રયોગનો સેંકડો દરદીઓ ઉપર અનુભવ લીધેલો છે અને તે દરેક પ્રસંગે એક સરખોજ અકસીર માલમ પડયો છે. બેશક! કોઈ વૈદરાજ અગર ડૉકટર સાહેબના અનુભવમાં આવો રામબાણ પ્રયોગ આવ્યો હોત, તો તેને પોતાની એક પેટન્ટ દવા બનાવી પૈસા પ્રાપ્ત કરવાનો અચ્છો તડાકો જમાવ્યો હોત! પરંતુ સદરહુ ઠાકોર સાહેબે સ્વાર્થ કરતાં પરમાર્થને વિશેષ

ફળદાયક સમજી ખુલ્લા દીસે આ પ્રયોગ અમને બતાવ્યાથી સ્વાર્થ વૃત્તિને અલગી કરી અમારી તરફથી પણ જનહિત કાજે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

---

## અંકોલ.

સં. અંકોટ, હિં. ઢેરા, મ. અંકોલી, બં. આંકડ, ગુ. અંકોલ આંકલો, તે. ઉડીકે, લા. Alangium Lamarckii.

**વર્ણન**—એનાં ઝાડ આખા હિંદુસ્થાનનાં જંગલોમાં થતાં હોઇ તે પાંચથી પચ્ચીશ ફુટ સુધી ઊંચા વધે છે. એની શાખાઓનો રંગ ઘણું કરીને ધોળો હોય છે, પાંદડાં ચારથી છ ઈંચ લાંબાં અને એકથી બે ઇંચ પહોળાં તથા લીસાં હોય છે, તેઓનો આકાર તળીએથી લાંબી ટુંકી કોરવાળો અને મથાળેથી બુઠ્ઠી અણીવાળો હોય છે. પાંદડાંની ઊપરની સપાટીનો રંગ ફીકો લીલો અને નીચેનો સહેજ પીળાશ લેતો હોય છે. અતિ કોમળ ઊપર પાન વાળની રૂંવાટી હોય છે, પાંદડાનો વાસ ઊગ્ર અને સ્વાદ ખટાશ લેતો કડવો હોય છે. શિયાળો ઉતરતાં એને ખરી ગએલાં પાંદડાંના ખુણામાંથી ધોળા રંગનાં ઘણું કરી બે, બે ફુલનાં જોડકાં નીકળી આવે છે, જેનો વ્યાસ એકથી દોઢ ઇંચ જેટલો હોય છે, અને સુગંધિ જાઇનાં ફુલોને મળતી હોય છે. ફળો કાચાં હોય છે ત્યારે લીલા રંગનાં હોય છે, અને ઉપરની છાલ ચીવટ હોય છે; પરંતુ વૈશાખ, જેઠમાં જ્યારે તેઓ પાકે છે ત્યારે જાંબુ જેવાં કાળાં થઇ જાય છે અને છાલ એટલી બધી નરમ થઇ જાય છે કે તેને સહેજ દાબતાં તેમાંથી કાજી જેવો રસ અને

ગર્ભ બહાર નીકળી આવે છે. એ ગર્ભની અંદર એક પૈરા ભુરા રંગનો કડીણ ઠળીઓ હોય છે, જેને તોડતાં તેમાંથી એક બીજ નીકળે છે. આ બીજ ઉપરની છાલ પાતળી અને ફીકા બદામી રંગની હોય છે, જેને નખ વડે ખરપી નાંખતાં અંદરથી ધોળા રંગનું રસ ભર્યું અને જાણે તેની અંદર તેલ હોય તેવું બીજ દેખાય છે. ફળનો વ્યાસ ચારથી પાંચ લાઇન અને બીજનો બેથી ત્રણ લાઇન હોય છે. આ ઝાડ ઘણુા ભાગે પુષ્કળ કાંટાવાળાં થાય છે.

ગુણદોષ—વાન્તિકારક, રેચક, શોધક, રોપણ, સ્વેદલ, વિષહર, જ્વરઘ્ન અને શોથઘ્ન.

ઉપયોગ—આ એક દીવ્ય ઔષધિ છે, અને જુદા જુદાં અનુપાનોથી તેનો નીચે મુજબ ઉપયોગ થાય છે.

સર્પદંશ ઉપર—એનાં મૂળની છાલ દશ તોલા લેઇ અધકચરી ખાંડીને ૧૬૦ તોલા પાણી સાથે ઉકાળતાં ત્રીશ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેઇ તેમાંથી દર ૦। કલાકે પાંચ તોલા લેઈ ગાયના ગરમ કરેલા પાંચ તોલા ઘી સાથે મેળવી પાવાથી સાપનું ઝેર ઉલટીદ્વારા નીકળી જાય છે. આ પ્રમાણે ઝેર ઉતરી જાય નહિ ત્યાં સુધી ક્રિયા ચાલુ રાખવી અને ત્યારબાદ એક અઠવાડીઆ સુધી દરરોજ લીંમડાની ચાર તોલા અંતરછાલને ચોસઠ તોલા પાણી સાથે ઉકાળતાં આઠ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેઇ તેમાં અંકોલનાં મૂળની છાલનું ચૂરણ પાવલીભાર નાંખી દિવસમાં બે વખત પાવાથી શરીરમાં મંદ સ્વરૂપે રહેલો ઝેરનો શેષ વિકાર પણ નાબુદ થાય છે.

**વછનાગ—**વધુ પ્રમાણમાં અપાઇ ગયો હોય અને તેથી ઝેરી ચિન્હો જણાતાં હોય તો પણ ઉપર મુજબ વિધિથી તૈયાર કરેલો ક્વાથ ઘી સાથે ત્રણ, ચાર વખત આપવાથી ઝેરી અસર નાબુદ થાય છે.

**હડકાયાં કુતરાંના કરડ ઉપર—**સુદર્શન ચૂર્ણ તોલો ૦। અને અંકોલનાં મૂળની છાલનું ચૂર્ણ તોલો ૦। સાથે મેળવી બે પડીકી કરી તેમાંથી સવાર, સાંઝ એક એક પડીકી આપવી, એમ ત્રણ મહીના સુધી સેવન કરવાથી શરીરમાં ઉત્પન્ન થનારાં ઝેરી જંતુઓનો નાશ થાય છે, જેથી હડકવાનો ભય રહેતો નથી.

**ઊંદરના ઝેરથી—**બગડેલા લોહીને સુધારવામાં આ દવા ઘણી અકસીર છે, ઊંદરના ઝેરથી જ્યારે શરીર ઉપર લાલ ચાંદાં પડે છે, હાથ, પગમાં સખ્ત દાહ અને ચસકા ઉત્પન્ન થઇ દરદીનું સ્વરૂપ પતના દરદીને મળતું થઇ જાય છે, ત્યારે એનાં મૂળની છાલ પાણી સાથે ઘસીને ચોપડવાથી સખ્ત ઘારાં રૂઝાઇ જાય છે. તેમજ મૂળને પાણી સાથે ઘસીને પીવાથી ઝાડા, ઉલટી થઇ શરીરની અંદર સંચિત થએલું ઝેર પણ નાબુદ થાય છે.

આ ઔષધિથી હડકાયાં કુતરાંનું, સાપનું, ઊંદરનું અને બિલાડી તથા વછનાગનું ઝેર દુર થાય છે, તે માત્ર તેના ઝાડો; ઉલટી કરવાના ગુણને લીધેજ થાય છે એમ નથી, પરંતુ તેનામાં વિષઘ્ન ગુણ પણ રહેલો છે જેથી વિષ હરવાનું કાર્ય પણ થાય છે.

એના બીજના તેલમાં અદ્ભુત રોપણ ગુણ રહેલો હોવાથી

નહિ રૂઝાતા ઊંડા વ્રણમાંથી કહોવણનો ભાગ દુર કરી નવું માંસ ઉત્પન્ન કરી એકદમ રૂઝ લાવે છે. આ કાર્ય માટે એનાં બીજનો ભૂકો કરી તેને તલના તેલથી ભીંજવી તડકે રાખી સાત દિવસ સુધી ભાવના આપવી. એક વખત નાંખેલું તેલ શોષાઇ જાય એટલે બીજી વખત નાંખવું. એ પ્રમાણે જેમ જેમ તેલનું શોષણ થતું જાય તેમ તેમ તેલ નાખતા જવું. દરેક વખતે તેલ બીજનો ભૂકો સારી પેઠે ભીંજાઇને રાબડી જેવો થાય તેટલું નાખવું. આ પ્રમાણે સાત દિવસ કર્યા બાદ તેને એક કાંસાની વાડકી અગર થાળીમાં ચોપડીને તે થાળીને બીજી એક કાંસાની થાળી ઉપર ઊંધી ઢાંકી જોડ, અષાઢના સખ્ત તડકામાં મુકવાથી ઉપરના વાસણમાંથી ટપકીને નીચેના વાસણમાં જે તેલ પડે તે એક શીશીમાં ભરી રાખીને ઉપયોગમાં લેવું. નહિ રૂઝાતા ઊંડા જખમમાં આ તેલ લગાડવાથી થોડા સમયમાં પુરેપુરી રૂઝ લાવે છે, માથાના ટાલ વાળા ભાગ ઉપર માલીસ કરવાથી નવા કેશ ઉગી આવે છે, તેમજ હરકોઇ જાતના બીજને વાવવા પહેલાં જો આ તેલનો પટ દેઇ વાવવામાં આવે તો જલદી ઉગી નીકળે છે. વળી અંકોલનાં પાંદડાં, બીજ અને ઘોડાવજ તથા આદુને સાથે કુટી ચૂર્ણ કરી તેને મધમાં કાલવી રાખવું. જેમાંથી દર ટાઇમે ઝાડની ઉંમરના પ્રમાણમાં પાંચથી દશ તોલા જેટલું લેઇ પાણી સાથે મેળવી આંબાના ન્હાના ઝાડને પાવાથી એકદમ વધી મોટું થાય છે, તેમજ ફળો પણ જલદી આવે છે.

અંકોલનાં ફુલની સુકાએલી કળીઓ, સુકાં આંમળાં અને હળદર એ બધાં સરખા ભાગે લેઇ ચૂર્ણ કરી તેમાંથી દર ટાઇમે ૦।। તોલો ચૂર્ણ લેઇ મધ સાથે મેળવીને આપવાથી પંદર દિવસમાં પર-

બીયો તેમજ પેશાબદ્વારા થતો પરૂ જેવો સ્રાવ દુર થઇ મૂત્ર નળી સાફ થાય છે. એનાં મૂળીઆંની છાલને તડકે સુકવી કપડે ચાળી રાખી મુકવી, જેમાંથી સવાર, બપોર અને સાંઝ એમ ત્રણ વખત દર ટાઇમે બે, બે આનીભાર ચૂર્ણ, મધ અને આદુનો રસ અથવા ચોખાનાં ધોવરામણ સાથે આપવાથી ઝાડો અને મરડો મટી જાય છે. એજ ભૂકી એક વાલ જેટલી લેઇ તેટલાજ લીંડીપીંપરના ચૂર્ણ સાથે મેળવી મધ સાથે આપવાથી ખાંસી મટે છે. અને ઊના પાણી સાથે આપવાથી શૂળ દુર થાય છે. વાવડીંગની મીંજેના ૦ા તોલા ચૂર્ણ સાથે મેળવીને આપવાથી કૃમિનો નાશ થાય છે, પાચથી દશ ઘઊંભાર જેટલા વજનમાં લેઈ ગરમ પાણી અગર ચાહા જોડે આપવાથી એન્ટીફેબ્રીનનામે અંગ્રેજી દવાની માફક પરસેવો લાવી તાવને ઉતારે છે. અને એથી પાંચ ઘઊંભાર જેટલી આપવાથી વિસ્ફોટક, ઉપદંશ, વાત રકત, કોઢ વિગેરે દરદોમાં રક્તશોધક કામ કરે છે.

અ કોલનાં મૂળની છાલ, દેવદાર, કાળી પાઢનું મૂળ, કડાછાલ, ધાવડીનાં ફુલ, લોધર, દાડમની છાલ અને રાળ એ બધાં સરખા ભાગે લેઇ વાટી ચૂર્ણ કરી ચોખાના ધોવરામણના પાણીમાં ચણીબોર જેવડી ગોળીઓ કરવી, અને દિવસમાં ત્રણ વખત દરેક ટાઇમે બે ગોળી મધ સાથે ચટાડવી અગર તો ચોખાના ધોવરામણ સાથે આપવી, જેથી ઝાડો, મરડો વિગેરે જલદી નાબુદ થાય છે. એના તેલનું માલીશ કરવાથી હાથરસ વિગેરેથી શિથિલ થયેલી જનનેદ્રિય બળવાન થઇ એક માસમાં તેની વૃદ્ધિ થાય છે.

**તામ્રભસ્મ**—એનાં ફળને વાટી લુગદી બનાવી, તેમાં શુદ્ધ કરેલા ત્રાંબાનાં કાટ વિંધાય પાતળાં એવાં પતરાંને મુકી કપડમાટી

ફરી ગજપુટનો અગ્નિ આપવાથી એકાદ, બે પુટમાં ઉત્તમ ભસ્મ થાય છે.

**સફેદ તામ્રભસ્મ**—તીબ્બે અકબરી નામે ગ્રંથનો કર્તા પ્રખ્યાત હકિમ અકબરખાન પોતાના મુજર્રબાત અકબરી નામના પુસ્તકમાં જણાવે છે કેઃ—પ્રથમ અંકોલના એક મુળની છાલ લાવી તેને સુકવી વાટી ચૂર્ણ કરવું, બાદ લગભગ સાથળ જેવું જાડું એક બીજું અંકોલનું લીલુ મૂળ એકાદ હાથ લાંબુ લાવી તેના મથાળે વચમાં એક વેંત ઊંડો ખાડો કોચી તેમાં ચૂર્ણ કરેલી સુકી છાલ અરધ સુધી ભરી તેના ઊપર ત્રાંબાનાં શુદ્ધ કરેલાં પત્રાં રાખી ઊપર બીજુ સુકી છાલનું ચૂર્ણ દાબીને ભરવું. ત્યારબાદ તેના ઊપર કપડમાટી કરી એક ગજ લાંબા, એક ગજ પોહોળા તથા તેટલાજ ઊંડાં ખાડામા બકરીનીલીંડીઓ અડધ સુધી ભરી તે ઉપર સદરહુ કપડમાટી કરેલું મૂળ મુકી બાકીનો ખાડો પાછો લીંડીઓથી ભરી અગ્નિ સળગાવવો, અને શિતળ થએ ખાડામાંથી મૂળ કાઢી લેઇ તેના ઊપરની કપડમાટી દુર કરી વચ્ચેથી ત્રાંબાના પત્રાં સંભાળથી કાઢી લેવાં, જે પતાસાની માફક ફુલી જઈ કાગળની માફક સફેદ રંગનાં થઇ ગએલાં હશે. છતાં કદાચ કંઇ કસર માલુમ પડે તો એજ કૃતીથી તેને ફરી અગ્નિ આપવો. આ ભસ્મ ઘણી ઉત્તમ બને છે અને તે જળોદર, પત, કૃમિ, કોઢ, ઝાડો, મરડો, ખાંસી, દમ, શૂળ વિગેરેમાં યોગ્ય અનુપાન સાથે આપવાથી આબાદ કામ બજાવે છે.

આ કૃતિ પ્રમાણે તામ્રભસ્મ બનાવનારે પ્રથમ ત્રાંબાને સારી રીતે શુદ્ધ કરવું જોઇએ, ત્રાંબાનાં પતરાને અગ્નિમાં તપાવીને તેલ-છાશ, કાંજી, ગોમુત્ર, કળથીનો કવાથ વિગેરે ચીજોમાં ત્રણ, ત્રણ વ-

અત બુઝાવી શુદ્ધ કરવાનો પ્રકાર વૈદ્યોમાં પ્રચલિત છે. પરંતુ પતરાના બદલે જો ત્રાંબાનો રસ કરીને બુઝાવવામાં આવે તોજ ઊત્તમ સફેદ ભસ્મ થઇ શકે છે. ત્રાંબુ જલદી નહિ ઓગળતું હોવાથી તેનો રસ કરવામાં મુશ્કેલી પડે છે; માટે દરેક વખતે તેના ભેગો થોડો એક શુદ્ધ સોમલ ઉમેરવામાં આવે તો જલદી રસ થાય છે, સોમલની ધુમાડી આંખને લાગે તો નુકસાન થાય છે. માટે સાવચેતીથી કામ કરવું, વળી સોમલના યોગવાળી ભસ્મ અત્યંત ગરમ થાય છે, માટે ઘણી ઓછી માત્રામાં આપવી અને જો તે સહન થાય તોજ વધારે આપવી. આ ભસ્મ ત્રણ, ચાર અગર તો પાંચ સાત દહાડાથી વધારે વખત સુધી ચાલુ રાખવી નહિ. દરદીને જો દાહ થાય તો ઘી પાવું.

અંકોલના બીજનું તેલ કાઢવાની રીત ઊપર બતાવવામાં આવી છે, જેમાં તલના તેલની ભાવના આપી તેલ કાઢવાની વિધિ લખવામાં આવી છે, પરંતુ તલના તેલના સંબંધ સિવાય સ્વતંત્ર રીતે બીજમાંથી તેલ કાઢવાની રીતો પણ "રસ રત્નાકર" "રસ રત્ન સમુચ્ચય" વિગેરે પ્રમાણિત ગ્રંથોમાં દૃષ્ટિએ પડે છે એમાંની મુખ્ય રીતો આ પ્રમાણે છે.

અંકોલાના બીજ ઊપર બદામી રંગનું જે પડ હોય છે તે નખો વડે ખરપી નાખી અંદરના ધોળી મીંજોને કાઢી, તે મીંજોના મહોડાં લગારેક ઘસી નાંખવાં. પછી તે મીંજના મોહોડા ઉપર ટંકણખારનો થોડોએક લેપ કરવો અને મીંજના બાકીના ભાગ ઉપર ચણાના લોટનો લેપ કરવો. બાદ મીંજોને કાસાની થાળીમાં ભરી તડકે સુક-

વાથી તેઓમાંથી જે તેલ ટપકી થાળીમાં એકઠું થાય તે બાટલીમાં ભરી રાખી ઉપયોગમાં લેવું.

" રસરત્નાકર. "

અંકોલમાંથી તેલ નિકળે છે કે કેમ ? તથા ત્રાંબાની સફેદ ભસ્મ થાય કે નહિ? તે વિષે વૈદ્યોમાં ઘણા મતભેદ ચાલે છે. નિઘટ સંગ્રહ ગ્રંથના કર્તા પ્રખ્યાત વૈદ્યરાજ રઘુનાથભાઇ લખે છે કે અંકોલના બીજની અંદર તેલ સરખું લાગે છે પણ તેનું તેલ કાઢેલું કોઇ સ્થળે દેખવામાં આવ્યું નથા. તે તેલના ઘણા પ્રયોગો લખેલા છે, પણ તે કાંઇ થતા દીઠા નથી.

વૈદ્ય શાસ્ત્રી મણીશંકર ગોવિંદજી આર્યાનાર્ય નામે પુસ્તકમાં જણાવે છે કેઃ—ત્રાંબાની સફેદ ભસ્મ થતીજ નથી, કેટલાએક જોગી જતીઓ ત્રાંબાને બદલે બીજા કોઇ પદાર્થને ફુલવી બતાવી ભ્રમમાં નાખે છે, માટે કોઇએ છેતરાવું નહિ.

અમે જંગલની જડીબુટ્ટીની પ્રથમ આવૃત્તિમાં ઉપરોક્ત રસરત્નાકરવાળો પ્રયોગ લખ્યો હતો, તેના સબંધમાં અમેરિકાથી એક નેણસી નામના ગૃહસ્થ જણાવે છે કેઃ—આપે જંગલની જડીબુટ્ટીમાં અંકોલના બીજનું તેલ કાઢવાનો જે પ્રયોગ લખ્યો છે, તેવીજ રીતે જયારે હું હિમાલયમાં એક મહાત્મા પાસે વૈદ્યક શીખતો હતો, ત્યારે તેલ કાઢયું હતું. એવી રીતે કાઢેલા તેલમાં વિદ્યુત શક્તિ અધિક હોય છે, માટે તેનાથી અનેક ચમત્કારો થાય છે. માટે જો આપની પાસે એવું તેલ તૈયાર હોય તો મોકલો. તામ્રભસ્મનો પ્રયોગ તો અમે જાતે અનુભવેલો છે માટે જીજ્ઞાસુએ અનુભવ લેઇ ખાત્રી કરવી.

**બીજને ઉકાળીને તેલ કાઢવાની વિધિ**–રસરત્ન સમુચ્ચય વિગેરે ગ્રંથોમાં જણાવ્યા મુજબ દશ તોલા અંકોલનાં બીજને કુટી પાંચશેર પાણી સાથે એક કલાક ઉકાળતાં એક શેર પાણી બળી ગયા પછી ઉતારી રાખી મુકવામાં આવ્યું અને બીજા દિવસ સવારના જોયું તો પાણીના ઊપર બીલકુલ ચીકટ જણાયું નહિ જેથી ક્રિયા નિષ્ફળ ગઇ.

**પાતાળ યંત્રથી તેલ કાઢવાની કૃતિ**—આ વિધિથી તેલ કાઢવાને માટે અનેક વખત પ્રયત્ન કરવામાં આવ્યા, પરંતુ કેટલીએક વખત અગ્નિની આંચ વધારે પડવાથી સમુળગાં બીજ બળી ગયાં ત્યારે કેટલીએક વખતે જોઇએ તે કરતાં ઓછી આંચ લાગવાથી મુદ્દલ તેલ નીકળ્યું નહિ. આખરે જે ક્રિયા સફળ થઇ તે નીચે મુજબ હતી.

એક કાળારંગની બાટલી ઊપર બે વખત કાવડમાટી કરીને તેમાં એક શેર અંકોલનાં બીજની દાળોને કુટીને ભરવામાં આવી, અને પછી પાંચ, પાંચ આગળ લંબાઇના લોખંડના તારના ટુકડાઓના બંડલને એ બાટલીના મુખમાં ડાટાની માફક ખોસવામાં આવ્યા. તાર પોતાની લંબાઇના અડધા ભાગ જેટલા એટલે અઢી આંગળ બાટલીની અંદર અને તેટલાજ બહાર રહ્યા. પછી એક માટીના કુંડાના તળીએ મધ્ય ભાગે બાટલીની ગર્દનના માપનું છિદ્ર પાડી તે કુંડામાં બાટલીને ઊંધી રાખી કુંડાનાં છિદ્રમાંથી બાટલીના મુખને નીચેની તરફ બહાર કાઢવામાં આવ્યું, અને કુંડાના છિદ્ર અને બાટલીની ગર્દનના મેળાપની જગ્યાએ થોડીએક ચીકણી માટી લગાડી તે કુંડાને વગર અગ્નિના ચુલા ઉપર રાખવામાં આવ્યું જેથી બાટ-

લીનું મહોડું ચુલાના તળીઆથી છ આંગળ ઊંચું રહ્યું. પછી એક કાચનો ગ્લાસ કે જે નવ આંગળ લાંબો અને બેથી અઢી આંગળ ગોળાઇ વાળો હતો તે બાટલીના નીચે રાખવામાં આવ્યો જેથી ગ્લાસની અંદર બાટલીનું મહોડું અઢી આંગળ દાખલ થયું. આ પ્રમાણે ગોઠવણ કર્યાબાદ કુંડાની અંદર રહેલા બાટલીના પેટની ઊપર એક ટીનના પતરાનું ભુંગળું કે જે બાટલીની ચારે તરફ એક આંગળ ઢીલું રહ્યુ તે પહેરાવવામાં આવ્યું અને તે નળની અંદર બાટલીના ફરતી રેતી ભરવામાં આવી, ત્યાર પછી તે કુંડામાં દોઢશેર અડાયા છાણાંના નાના નાના કકડા કરીને ભરવામાં આવ્યા કે જે બાટલીના ખુધા બરાબર ઊંચાઇ સુધીમાં ભરાયા. આ આંચ સવારના સાડાસાત વાગે આપવામાં આવી અને સાડાઆઠ વાગે તેલ નીકળવું શરૂ થયું, પહેલી આંચ જ્યારે બુઝાવા લાગી ત્યારે અધો સેર બીજાં છાણાંના ટુકડા કરી તેની ઉપર નવવાગે ભરવામાં આવ્યા અને તે પણ સળગી રહ્યા ત્યારે દશ વાગે ત્રીજીવાર ફરીથી તેટલાજ ટુકડા ભરવામાં આવ્યા, આ આંચનું જોર કમી થયા પછી ચોથી આંચ એક શેર છાણના ટુકડાઓની અગીઆર વાગે આપવામાં આવી. ત્રીજી આંચ સુધીમાં નીકળેલું તેલ સફેદ રંગનું હોઇ વજનમાં સાડાસાત તોલા હતું અને ત્યારબાદ નિકળેલું તેલ કાળા, પીળા, લાલરંગનું હોઇ વજનમાં સાડાચાર તોલા હતું.

એ રીતે એક શેર બીજમાંથી સાડા ત્રણ શેર છાણાંની આગથી ચાર આંચમાં થઇને સાડાચાર કલાકમાં બાર તોલા તેલ નીકળ્યું હતું અને બાટલીમાં શેષ રહેલાં બળેલાં બીજનું વજન દશ, બાર તોલા થયું હતું, ફેબ્રુઆરી માસમાં આ ક્રિયા કરવામા આવી હતી

અને તેલ નિકળવાનું કાર્ય શરૂ થયા બાદ દરેક આંચે બાટલીની ગર્દન નીચેનો ગ્લાસ ઉઠાવી લેઇ તેની જગ્યાએ બીજો નવો ગ્લાસ મુકવામાં આવ્યો હતો જેથી દરેક વખતે નીકળેલું તેલ જુદું જુદું રહી શક્યું હતું. પહેલી વારનું જે તેલ નીકળ્યું હતું તે સફેદ રંગનું પાતળા પાણી જેવું હતું અને તેમાં ચીકાશનો ભાગ બીલકુલ નહોતો તેથી નિશ્ચય થતો હતો કે એ તેલ નહિ પરંતુ સદરહુ બીજોનો પ-રસેવો હતો. વળી તે બીજા તેલમાં નાંખવાથી મળી પણ ન જતાં જુદુંજ રહેતું હતું.

બીજી વખતનું એટલે પાછળથી નીકળેલું તેલ બે, ત્રણ જાતનું હતું, કંઈક પીળા રંગનું, કંઇક લાલ રંગનું અને કંઇક કાળા રંગનું હતું, જે કાળા રંગનું હતું તેમાં ચીકાશ વધારે હતો અને લાલ, પીળા રંગમાં જરા ઓછો હતો. એ ત્રણે પણ એક બીજા સાથે મળતાં નહોતાં. નીચે પીળું અને ઉપર કાળું રહેતું હતું. જે પાણી જેવું અને ઓછી કાળાશવાળું લાલ કે પીળું હતું તેમાં બત્તી બીંજાવી સળગાવવાથી સળગતી નહોતી, પરંતુ કાળા દ્રવ્યમાં બીંજાવીને સળગાવવાથી સળગતી હતી, એ ઉપરથી નક્કી થતું હતું કે માત્ર કાળું હતું, એજ તેલ હતું, બાકી બીજું બધું, પાણી હતું. કુંડામાં જ્યારે જ્યારે રાખ વધારે એકઠી થતી ત્યારે કાઢી નાંખી બીજી આં-ચનાં છાણાં ભરવામાં આવતાં હતાં, પરંતુ છેવટની આંચ તો રાખ કાહાડી નાંખ્યા સિવાય તેના ઉપર છાંણાંના ટુકડા ગોઠવીનેજ દેવામાં આવી હતી, કેમકે વધારે આંચથી બીજ તથા તેલ બળી જાયછે.

અભિપ્રાય—પાતાળ યંત્રથી અંકોલ, ધંતુરો કે ખાખરાનાં

બીજ જેવી સ્વલ્પ તેલ ધરાવતી વસ્તુઓમાંથી તેલનો ભાગ જુદો પાડવાની જુદી જુદી ક્રિયાઓના અનેક વખત જુદી જુદી રીતે અખતરા કર્યા પછી તેમાં સફળતા પ્રાપ્ત કરવાને માટે અમે નીચે મુજબ અભિપ્રાય આપવાને સમર્થ થયા છીએ.

આ કામ માટે બીજી કોઈ પણ જાત કરતાં હમેશાં વ્યવહારમાં વપરાતી કાળી બાટલી અથવા તો ગોળ આતશી શીશીને પસંદ કરી તેના ઉપર બે વખત કાપડમાટી કરી જે જાતનાં બીયનું તેલ કાઢવું હોય તેનો દાળો બનાવીને તે બાટલીમાં ભરવી અને પછી તેમાં લોઢાના વાળાઓનો ડુચો મારવો, પરંતુ ઘોડાના વાળનો ડુચો મારવો નહિ. કેમકે તે ડુચો તેલ પીને ફુલે છે, જેથી બીજા તેલને બહાર નીકળી આવવાનો માર્ગ બંધ કરે છે. આ પ્રમાણે ડુચો માર્યા પછી તે બાટલીને એક કુંડામાં છિદ્ર કરી તેમાં ઊંધી ઉભી રાખી તે છિદ્રમાંથી બાટલીના ગરદનનો ભાગ નીચે કાઢી એ કુંડાને એક ટીપાઇ કે જે ગજભર ઊંચી હોય તેના ઉપર રાખવું. ગજભર ઊંચું એટલા માટે કે તેની નીચે એક લાંબી નળી અને તેલ એકઠું થવાનો ગ્લાસ આવી શકે અને તેથી ટીપાઇના નીચે એક સાંકડા મહોડાનો શીશો અથવા ગ્લાસ રાખીને પછી એક વેંતભર લાંબી ટીનની, જસતની, શીસાની અથવા તો કાચની નળી બાટલીના મહોડા અને ગ્લાસના મુખ સાથે એવી રીતે લગાડવી કે જેથી તે બન્નેના વચ્ચે રહેલું અંતર દુર થઈ વરાળ બહાર ન નીકળે—નળી લગાડવાનું અને તેલ ઝીલવા મોટા શીશો કે ગ્લાસ રાખવાનું એ પ્રયોજન છે કેઃ—વધારે લંબાઈ અને વિશાળતાના લીધે વરાળ સારી પેઠે ઠંડી થઇને

નીચેના પાત્રમાં એકઠી થઇ શકે, જેથી તેલનો ભાગ વધારે જથ્થામાં મળી શકે, કુંડાની અંદર બાટલીના ઊપર ટીનનું એક ભુંગળું એ. ટલું પહોળું ચડાવવું કે જેથી બાટલીની ચારે બાજુએ ઓછામાં ઓછી બે, ત્રણ આંગળ જગ્યા ખાલી રહે, એ ખાલી જગ્યામાં રેતી ભરવી અને પછી છાણાના બે, બે આંગળના કડકા કરી તે કુંડામાં ટીનના ભુંગળાની આજુબાજુ ખડકી આંચ દેવી, છાંણાના મોટા ટુકડા કરવાથી આગ તેજ થાય છે અને બીલકુલ ચુરો કરવાથી જોઇએ તેટલી ગરમી લાગતી નથી, માટે બે, બે આંગળનાજ કડકા કરવા-પહેલી આંચ દોઢશેર અડાયાં છાણાની આપવી અને ત્યારબાદ કલાક પછી અડધો શેર છાણાની અને ત્યારપછી તેટલાજ અંતરે ત્રીજી આંચ પણ એટલાંજ છાણાંની આપવી. ત્રીજી આંચ આપ્યા બાદ કલાક પછી જ્યારે અગ્નિ ઠંડો પડી જાય ત્યારે કુંડામાંથી રાખને કાઢી લેઇને એક શેર છાણાંની ચોથી આંચ આપવી એ રીતે બધાં મળી સાડાત્રણશેર છાણાંની આંચથી સાડાચાર કલાકમાજ અંકોલ વિગેરે સાધારણ કઠીણ ચીજોનું તેલ નીકળી આવે છે. અને એનાથી કઠીણ એટલે ધંતુરાનાં બીજ વિગેરેના માટે એકાદ, બે આંચ વધારે આપવી જોઇએ. આંચ આપવાનું આ માપ ફાગણ જેવી સમશીતોષ્ણ રૂતુનું છે. પરંતુ જો ઠંડકની મોસમ હોય તો થોડીએક વધારે આંચ આપવી અને ઊનાળાની વધારે ગરમીની મોસમ હોય તો થોડીએક આંચ ઘટાડવી.

આજ સુધીના અનુભવ ઉપરથી સિદ્ધ થયું છે કે પાતાળયંત્ર. દ્વારા જે પ્રવાહી નીકળે છે, તેને તેલ કહેવા કરતાં ચુવો કે અર્ક કહેવો એ વધારે યોગ્ય છે, કેમકે પ્રથમ જે પ્રવાહી નીકળે છે તે

જળરૂપ હોય છે અને તેમાં તેલનો ભાગ ઘણોજ ઓછો હોય છે. વળી પાછળથી જે કાળું, પીળું કે લાલ પ્રવાહી નીકળે છે તેમાં તેલનો ભાગ જ્યારે વધારે હોય છે ત્યારે થોડો ઘણો બીજનો બળી ગયેલો ભાગ પણ મિશ્રિત હોય છે અને તેથી એ બન્ને પૈકી એક પણ દ્રવ્યને ચોખ્ખું તેલ ગણી શકાય નહિ, માટે જો સાફ ચોખ્ખા તેલનીજ જરૂર હોય તો શરૂઆતમાં નીકળેલા જળરૂપ પ્રવાહીને એકાદ દિવસ રાખી મુકવાથી તેના ઉપર અત્તરની માફક જે તેલ તરતું હોય છે તેને રૂના પુંમડાવડે સંભાળથી ઉપર ઉપરથી લેઇ લેવું, અથવાતો પ્રથમ જણાવેલી " રસ રત્નાકર " ગ્રંથની વિધિ મુજબ સૂર્યની ગરમીના યોગે કાઢી લેવું. ચુવા ઉપરથી રૂના પુમડાવડે લેઇ લેવામાં આવતું તેલ ઘણું ઓછું અર્થાત્ એક શેર ચુવામાંથીજ એક અધોળ અથવા તો તેથી પણ કમી હાથ આવે છે.

શુદ્ધ અંકોલ તેલના તંત્રશાસ્ત્રોમાં અનેક ચમત્કારીક ગુણો વર્ણવવામાં આવ્યા છે.

એ તેલ સાથે પારાને ઘુંટવાથી તેની ગોળી બંધાય એવો કઠીણ થાય છે. હરતાલને ઘુંટી અગ્નિ આપવાથી કોઢ અને પતનાં અસાધ્ય દરદોને પણ દુર કરે તેવી ઊત્તમ ભસ્મ થાય છે, વિગેરે પ્રયોગો તો ઠામ, ઠામ જોવામાં આવે છેજ પરંતુ એ ઉપરાંત વળી " શીવોક્ત ઇંદ્રજાળ " નામના ગ્રંથમાં જણાવવામાં આવ્યું છે કેઃ—

शवत्रक्रेबिन्दुमात्रंतत्तैलंनिक्षेपद्यदि ॥
एकयामंसजीवःस्यान्नान्यथाशंकरोदितम् ॥

શબ એટલે મડદાના મુખમાં અંકોલનું તેલ જો એક ટીંપા

જેટલું નાંખવામાં આવે તો તે એક પ્રહરવાર સુધી સજીવન થાય છે, શંકરે કહેલી આ વાત વ્યર્થ નથી.

અમેરીકા નિવાસી ઉપરોકત નેણશી નામના ગૃહસ્થે જણાવેલું છે કે હાલની નવી શોધથી માલુમ પડયું છે કે અંકોલના તેલમાં વિદ્યુત્ શક્તિ અધિક હોય છે અને તેથી તેનાથી અનેક ચમત્કારો થાય છે આ વાતનું સ્મરણ કરતાં શંકરે કહેલા આ વાકયમાં કંઇ સત્યતા હોય એમ સમજાય છે અને તેથી કદાચ સાફ મરણ પામેલાં પ્રાણીઓ સજીવન થવાની વાતો તો બાજુએ રહી પરંતુ લગભગ આખર સ્થિતિ ભોગવતાં પ્રાણીઓ કે જેઓ મૂર્છા કિંવા અઘોર અવસ્થાને પ્રાપ્ત થયેલાં હોય છે, અને એ અવસ્થામાંથી ચેતનતા પ્રાપ્ત થવાને માટે આપણે હેમગર્ભ, હિરણ્યગર્ભ વિગેરે માત્રાઓ કિંવા કસ્તુરી કે સ્પિરિટ એમોન્યા એરોમેટીક વીગેરે ઔષધોનો ઉપયોગ કરીએ છીએ તેવા પ્રસંગે આ તેલના ઉપયોગથી ચેતનતા પ્રાપ્ત થવાનું ઉત્તમ કાર્ય થતું હશે એમ અનુમાન થાય છે. પરંતુ પૂરતો અનુભવ લીધા સિવાય સત્ય વાત શું છે તે નિશ્ચિતપણે કહી શકાય નહિ, માટે જીજ્ઞાસુએ અનુભવ લેઇ ખાત્રી કરવી.

---

## અંજીર.

સં. રામોદુમ્બરીકા, હિં, મ. અંજીર, ઇં. ફીગટ્રી, લા. ' Ficus Carica. '

**વર્ણન**—અંજીરનાં ઝાડ અરબસ્તાન, ઇરાન, તુર્કસ્થાન, આ-

ફ્રિકા તેમજ હિન્દુસ્થાનમાં પણ ઘણી જગ્યાએ થાય છે. આ એક ઊંબરાની જાત હોઇ તેનો આકાર ઢેડઊંબરાને મળતો આવે છે. એનાં ફળો દરેક બજારોમાં વેચાતાં હોવાથી તેમજ એનાં ઝાડ બગીચાઓમાં વવાતાં હોવાથી તે સર્વત્ર પ્રસિદ્ધ છે.

ગુણદોષ – અંજીર શિતળ, રક્તવિકારનાશક, દાહશામક, પીત્તહર, મૂત્રકૃચ્છ, પ્રમેહ, કોઢ અને મગજની ગરમીને હરનાર છે.

નિઘંટરત્નાકર.

**જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ**—કર્ણચના બીજ પાંચ તોલા, રાળ અઢી તોલા, દાડમનાં ફુલની સુકી કળીઓ બે તોલા, કડાછાલ અઢી તોલા, ઊંચી જાતની સુંખડનો ભૂકો બે તોલા નાગકેશર અઢી તોલા ચણકબાબ બે તોલા સુકા આંબળા બે તોલા અને હરડેદળ અઢો તોલા લેઇ સાથે ખાંડી કપડાવડે ચાળી કાઢેલા ચૂર્ણને લીલાં અંજીરના સાત પુટ દેવા. લીલા અંજીર ન મળે તો દશ તોલા સુકાં અંજીરને કચરી તેમાં અડધો શેર પાણી નાખી આખી રાત રહેવા દેઇ સવારના ગળી લેઇ તે પાણીને રસની જગ્યાએ ઉપયોગમા લેવું. એમ સાત વખત કરવું. અને ત્યારપછી કાળી દ્રાક્ષના ઊકાળાની સાત ભાવનાઓ આપવી. છેવટની ભાવના માટે પાએશેરો રસ સુકાઇ જઇ ઔષધ સુકું થઇ જાય ત્યારે તેમાં સાકરનો ભૂકો ચૌદ તોલા, વાંસકપુર બે તોલા અને કપુર ૦॥ તોલો મેળવી બાટલીમાં ભરી રાખવું. આ ચૂર્ણ દરરોજ સવાર, સાંઝ ૦ાથી એક તોલા જેટલા વજનમાં આપવાથી બધી જાતના સફેદ, લાલ, કાળાં, લીલાં વગેરે પ્રદરોમાં તાત્કાલિક ફાયદો બતાવે છે અને એકત્રીસ દિવસમાં

રોગને નાબુદ કરે છે. બંગાળાના કવિરાજો આ ચૂર્ણનો મોટા ભાગે ઉપયોગ કરે છે, અને તેથી ત્યાં આગળ "પ્રદરાશનિ" એટલે પ્રદરરોગનું ભક્ષણ કરી જનારૂં ચૂર્ણ એવા નામથી આ ઔષધ પ્રખ્યાત છે.

---

## કડવાં તુરીઆં

સં. તિક્ત કોષાતકી, હિં. કડુ તુરીઆં, મ. કડુદોડકી શિરાળી, ગુ. કડવી ધીસોડી, કડવાં તુરીઆં, પાડાવેલા, લા. Luffa acutangula.

**વર્ણન**—એના વેલા ચોમાસામાં ઘણા ઉગી આવે છે અને તે લાંબા વધી વાડો, ઝાડવાં વિગેરે ઉપર ચઢી જાય છે, એનાં પાંદડાં ધીસોડી અગર તુરીયાં કે ઝુમખડીનાં પાંદડાને મળતાં હોય છે, તેમાં જ્યારે શ્રાવણ, ભાદરવા માસમાં સાઝની વખતે પીળા રંગનાં સુંદર મોટાં ફુલો ઊઘડયાં હોય છે, ત્યારે એનો દેખાવ રળીઆમણો થઇ રહેલો લાગે છે. એનાં ફળો શાકમાં વપરાતાં તુરીઆંના જેવાંજ પરંતુ તેનાથી ન્હાનાં એટલે ત્રણથી છ ઈંચ લાંબાં અને દોઢેક ઈંચ જાડાં તથા તેના ઉપર દશ ઊભી હાંસો કે ધારવાળાં થાય છે. એ ફળો કાચાં હોય છે ત્યારે લીલા રંગનાં હોય છે, પરંતુ સુકાય છે ત્યારે ભુરા રંગનાં થઇ જાય છે. ફળના મઢોડા ઉપર સૂક્ષ્મ ડાંડલીવાળું ન્હાનું ઢાંકણું હોય છે, જે ફળ સુકાઇ જાય છે ત્યારે પોતાની મેળે જુદુ થઇને પડી જાય છે, અને પછી ફળની અંદરના જાળીદાર

રેષાઓમાંનાં ત્રણ લાંબાં છિદ્રોમાંથી બીજ નીકળીને નીચે ખરી જાય છે. ફળોની વાસ ઉગ્ર અને સ્વાદ કડવો હોય છે.

આ તરફના ઘણાખરા લોક એને કુકડપાડાના નામથી ઓળખે છે, પરંતુ કુકડપાડાના વેલા જુદી તરેહના થતા હોય તેને પીળાં નહિ પરંતુ સફેદ ફુલ આવે છે. વળી એનાં ફળો માત્ર એકથી દોઢ ઈંચ જેટલાજ લાંબાં હોઈ તેના ઉપર જરા જાડી ઊભી પડચીવાળા અને સીધા ગીચોગીચ કાંટા હોય છે. આ બન્ને વનસ્પતિના ગુણ લગભગ સરખાજ છે, અને તેથી એકના બદલે બીજી વાપરવામાં આવે તો પણ કંઇ અવગુણ ન થતાં એક સરખોજ ફાયદો થાય છે.

**જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ**—આપણા દેશમાં મેલેરીઆની હવાથી આવતા તાવનો ઉપદ્રવ ઘણો હોવાથી તેના માટે કિવનાઇન, સીન્કોના વિગેરે ઔષધો વપરાય છે, અને તે આ તાવ માટે રામબાણ ઇલાજ મનાય છે. પરંતુ કેટલાએક પ્રસંગે કિવનાઇનથી જોઈએ તેવો ફાયદો થતો નથી. પણ જો આ ઔષધનો ઉપયોગ કરવામાં આવે તો થોડાજ સમયમાં શરીરમાંથી મેલેરીઆનું ઝેર નાબુદ થઇ તાવ આવતો અટકે છે, એટલુંજ નહિ પરંતુ મેલેરીઆની અસરથી વધેલી બરોળ, કમળો, લોહરતું વધવું, સોજા, પંડુરોગ અને જળોદર જેવા રોગો પણ થોડાજ સમયમાં તદન નાબુદ થાય છે. એને વાપરવાની રીત એવી છે કે સુકાયેલાં બે ફળો લેઇ ચાળીશ તોલા ઠંડા પાણીમાં આખી રાત ભીંજવી રાખી સવારના ગાળી લેઇ તે પાણી ચારેક રૂપીઆભારના આશરે સવારમાં પીવાથી ઝાડો, ઉલટી વિગેરે થઇ કોઠાને સાફ કરે છે, અને કફ, પિત્ત, વિષ વિગેરે નીકળી

જાઈ પાંડુ, ખરોળ, કમળો, કોઢ, અર્શ, સોજા, જળોદર, ગુલ્મ, તાવ, દમ વિગેરે દુર થાય છે. વળી એ ફળને થોડાએક પાણીમાં નાખી રાત ભીંજવી રાખી તે પાણી સવારે નાકવાટે સુંઘાડવાથી નાકે રેચ લાગી પીતનો સ્ત્રાવ થઇ કમળાનું દરદ નાબુદ થાય છે.

એકાદ ફળને પાંચ તોલા પાણીમાં ભીંજવી રાખી તે પાણી પાવાથી પુષ્કળ ઝાડા તથા ઊલટીઓ થઇ હડકાયા કુતરાનું ઝેર, સાપનું ઝેર અને ઊંદરનું ઝેર દુર થાય છે.

આ ઔષધમાં જો કે આવા અમુલ્ય ગુણો રહેલા છે, તોપણ તે ઝેરી અને સખ્ત ઝાડા, ઊલટી કરનાર હોવાથી તેનો ઉપયોગ કરવામાં ઘણી સંભાળ રાખવાની જરૂર છે. નબળા બાંધાના અને નબળા હૃદયના દરદીઓને તે આપવું નહિ. સારા અનુભવી વૈદ્યોએ તેનો ઉપયોગ કરવા છતાં પણ જો તે વિશેષ ઉપદ્રવ કરતું જણાય તો તેના વારણ તરીકે ગાયનું ઘી પાવું તેમજ જો નાકે સુંઘાડવામાં આવ્યું હોય તો ઘી પણ નાકે સુંઘાડવું તેથી ઉપદ્રવ શમી જશે. વળી દરદીની સ્થિતિનો વિચાર કરીને ઔષધ પીવાના માપમાં પણ વધઘટ કરવી.

ખાનબહાદુર મોઇદીન શેરિફ લખે છે કેઃ—કડવા તુરીઆનું ફળ ઊલટી લાવનાર છે, પરંતુ ફળમાંનો કીયો ભાગ ચોકસ અસર કરનાર છે તે લોકોની જાણમાં નહિ હોવાથી તેઓ આખા ફળને રાત્રે પાણીમાં પલાળી રાખી સવારે તેને ગાળી લેઇ ઊલટી અને ઝાડા માટે આપે છે. આ પ્રમાણે આ ફળનો ઉપયોગ કરવાથી પેટમાં અત્યંત ચુંથારો થાય છે, અને ઝાડા, ઊલટી થવાનું કાર્ય અચોકસ અને અનિયમિત થાય છે, જેથી કેટલાએકને બિલકુલ ઊ-

ઉટી આવતી નથી, અથવા તો કલાકોના કલાકો સુધી જોસભેર ઊલટી થયાં કરે છે, પરંતુ અનુભવથી માલુમ પડયું છે કે એનાં બીજમાં ઝાડો, ઉલટી કરાવનારો ચોક્કસ ગુણ રહેલો છે, અને તેથી એનાં બીજની મીંજો હિન્દુસ્થાનમાં સૌથી સારામાં સારી ઉલટી કરાવનારી ઔષધિ છે. ઇંગ્રેજી ઔષધ આઇપીકાકયુઆનાના જેટલા વજનમાં આપવાથી આ ઔષધ પણ તેના જેવોજ ગુણ કરે છે, એટલે ૫ થી ૧૦ ગ્રેન જેટલું આપવાથી કફ કાઢવાનું, દશથી પંદર ઘઉંભાર જેટલું આપવાથી મોળ અને ઉબકા લાવવાનું તથા ૨૦ થી ૩૦ ઘઉંભાર જેટલું એનું ચૂર્ણ આપવાથી ઉલટી લાવવાનું કાર્ય કરે છે, એનાં બીજનું મગજ વાટીને પાણી સાથે મેળવવામાં આવે છે ત્યારે લીલાશ લેતા ધોળા રંગનું પ્રવાહી તૈયાર થાય છે જે મેં ઘણાં વર્ષથી આજ સુધી આઇપીકાકયુઆનાના બદલે દવામાં વાપરેલું છે અને તે ઉલટી લાવવા ઉપરાંત આઇપીકાકયુઆનાની માફક સંગ્રહણી અને મરડા ઉપર પણ ઘણી સારી અસર કરે છે.

આ ગુણો ઉપરાંત તેમાં વળી બીજો એક અજબ ગુણ એ જણાયો છે કેઃ—ઝામરવાનું દરદ કે જે બીજા કોઇ પણ ઇલાજથી સારૂં થતું ન હોય તેના માટે એનાં ફળોને રાતવાસો પાણીમાં ભીંજાવીને પછી સવારના ચોળી મસળીને તે પાણીને ગાળી લેઇ તેમાં બાવટાનો લોટ પલાળી રોટલાના આકારે પોટીસ બનાવીને તેનો માથા ઉપર લેપ કરવો અને પછી સદરહુ પાણીથી ભીંજાવેલું કપડું તેના ઉપર પાથરવું. આ પ્રમાણે બપોરના ચાર વાગ્યા સુધી રાખીને સુઇ જવું. આ પ્રમાણે આશરે દશેક દિવસ સુધી એ પ્રમાણે કરવા-

ચી ઝામરવાથી પીડાતા દરદીને અત્યંત ફાયદો થાય છે.

વૈધકસાર—નામે ગ્રંથમાં જણાવવામાં આવ્યું છે કે:—

शिरमें दरद हो और नजलाग्रु काहो, पीनस हो और कीडे पड जाय उसके वास्ते घुमरायन वा बिन्दालका फल लेकर उसके अन्दरका जाला निकाल कर छमासे पानीमें पांचसात मिनिट भिगोकर नाकके रास्ते खींचे, छींक उसी वक्त आवेगी फिर नही सुंघे इसी तरह ३ दिन तक नाकसे रतवद निकलगी, ३ दिन तक सुखी दालरोटी खिलावे पीनस के कीडे भी निकल जायेंगे और अच्छा हो जायेगा और योग क्रिया करने वालेके जब गरमी दिमागमें होतीहे तब यही दवा सुघते हे, ऊपर लिखेकी रीतसे दिमाग साफ होजाताहै ओर पागलको सुंगानेसे पागल अच्छा होजाताहै और पीलानेसे पेटके कीडे पिस्ल पानीके होकर बहि जाते है.

માથામાં દરદ હોય, નજલાનું પાણી રોકાયું હોય, પીનસનું દરદ થયું હોય અને કીડા પડતા હોયતો તેના માટે કડવા તુરીઆનું અથવા તો કુકડપાડાનું ફળ લેઇ તેના ઉપરની છાલ કાઢી નાખી અંદરનો ગભ લઇ અર્ધા તોલા પાણીમાં પાંચ, સાત મિનિટ ભીંજાતો રાખી ચોળી મસળીને પછી તે પાણીને નાક વાટે સુંઘવાથી તરતજ છીંકો આવવા લાગશે. અને એ મુજબ છીંકો આવવા લાગે એટલે પછી સુંઘવાનું બંધ કરવું—આ દવા સુંઘવાથી ત્યાર બાદ ત્રણ દિવ-

સો સુધી નાક વાટે માથામાં સંચિત થએલો કફ, પીત વિગેરે દોષો નીકળી જશે, તેમજ પીનસના કીડા પણ નીકળી જઇ દરદ નાબુદ થશે. આ ઔષધ સુંધ્યા પછી ત્રણ દીવસ સુધી ઘી, માખણ, દુધ વિગેરે ચીકટ ખાવું નહી, માત્ર દાળ, રોટલી વિગેરે લુખો ખોરાક ખાવો, યોગ વિદ્યાની ક્રિયાઓ કરનારાઓને જ્યારે માથામાં ગરમી થાય છે, ત્યારે ઉપર લખ્યા મુજબ વિધિથી આ દવા સુંઘે છે જેથી ગરમી ઝરી જઇ મસ્તક સાફ થઇ જાય છે. અને ગાંડા મનુષ્યને સુંઘાડવાથી તેને પણ આરામ થાય છે. વળી આ આેષધ પાવાથી પેટના કીડા ઓગળીને પાણી જેવા થઇને ઝાડા વાટે વહી જાય છે.

રસ રત્નાકર ગ્રંથના કર્ત્તા પ્રખ્યાત સિદ્ધ મહાત્મા નિત્યનાથ જણાવે છે કે-કડવાં તુરીયાંના બીજનો ભૂકો એક શેર, સુંઠ એક શેર, તલનું તેલ ચારશેર અને પાણી સોળશેર એ બધાંને સાથે મેળવીને ધીમી આંચથી ઉકાળતાં પાણીનો ભાગ બળી જઇ તેલ માત્ર બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. એ તેલ ચોપડવાથી ગરમીના રોગની અસાધ્ય ચાંદી, દુષ્ટ વ્રણ તથા ભગંદરનું દરદ દુર થાય છે.

આ ઔષધનો વપરાશ હાલમાં આ દેશમાં ઘણો જુજ છે, પરંતુ સાભળવા પ્રમાણે અમેરિકામાં તેનો વિશેષ ઉપયોગ થાય છે, અને તેથી બીજા કોઇપણ ઇલાજથી નહિ મટનારાં અસાધ્ય વ્રણો દુર થાય છે

---

રાજમાર્તંડ ગ્રંથના કર્ત્તા શ્રીમાન ભોજ રાજા જણાવે છે કે ગુહ્ય ભાગમાં ઉત્પન્ન થયેલા વાળને કાઢી નાંખી પછી તેના ઉપર

કડવાં તુરીયાંમાંના બીજમાંથી કાઢવામાં આવેલું તેલ ચોપડવાથી ત્યાં આગળ કદીપણ ફરીથી વાળ ઉગતા નથી.

ચંદ્ર ચકોરી નામના ગ્રંથનો કર્તા જણાવેછે કે બેસવાની કપડાની ગાદીમાં રૂના બદલે કડવાં તુરીયાંના ફળનો ભૂકો ભરવો. આ ગાદી ઉપર દરરોજ બેસવાથી કોઇપણ જાતના ઔષધનું સેવન કર્યા સિવાય અર્શનું ભયંકર દરદ પણ જડ મુળથી નાબુદ થાય છે. જો આ પ્રમાણે ન બની શકેતો દરરોજ સાંઝે પાણીથી ભરેલા એક લોટામાં બે, ચાર કડવા તુરીઆનાં ફળો નાંખી મૂકવાં અને સવારના ઝાઝરૂ જતી વખતે તે પાણી ગુદા ધોવાના ઉપયોગમાં લેવું તેથી પણ વગર આપદે ચાર, છ મહીનામાં અર્શનો વ્યાધિ નિર્મૂળ થાય છે.

---

## કલગારી.

સં. કલિકારી, લાંગલી વિશલ્યા, ગર્ભ પાતિની. અગ્નિ શિખા હિં. કરિયારી, મ. કળલાવી, ખડયાનાગ ગુ. શીંગડીઓ વછનાગ, દુધીઓ વછનાગ, કલગારી, કજીઆરી, દંકાસણી. લા. Gloriosa superba, Aconitum Napel!s.

વર્ણન—એના છોડવા ચોમાસે ઊગી નીકળે છે. તે પાંચથી દશ ફુટ કે તેથી પણ ઊંચા હોય છે, એનાં મૂળને મથાળેથી એકાદ, કે બે ચાર ઊભી સોટીઓ જેવું નીકળી પછી તે વેલાની માફકઆડી અવળી ઘાસ કે નજીકનાં ઝાડવાં ઉપર લંબાય છે. એનાં પાંદડાં લાંબાં, ટેરવે સાંકડાં થતાં ગુંછળાંની માફક આંટી વળેલાં હોવાથી એ આંટી

ઝાડવાંને વીંટળાઇ વેલા ઊંચે ચઢી જાય છે, એમાં ઘણું કરી શ્રાવણ ભાદરવે ફુલ આવે છે, જે મોટાં અને પીળાશ લેતાં લાલ અને સિંદુરીયા રંગનાં હોય છે. તેની પાંખડીઓ અગ્ની શિખાની માફક ઊંચી ચઢેછે અને કોર ઉપર મોજાં વાળી હોય છે, જેથી તે તરત ઓળખાઇ આવે છે. એનાં ફળો લાંસી, લાંબી એરંડીને મળતાં અને મૂળીઆં જરા ચપટાં અને કંદ જેવાં લાંબાં હોય છે. એનાં ફુલ જેના ઘર ઉપર નાંખવામાં આવે તેના ઘરમાં કજીઓ થયા વિના રહે નહિ એવી લોકોમાં માનિનતા હોવાથી તેમજ દરેક સ્થળે તે ઊગતી હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે.

જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ—રામાયણમાં કથા છે કે:-લક્ષ્મણના હૃદયમાં રાવણે મારેલી બ્રહ્મ શક્તિ ખુંચી રહેવાથી આવેલી મુર્છા વાળવાને સુષેણ વૈદ્યે વિશલ્યા નામની ઓષધિના રસનો લેપ કરી સહેલાઇથી શક્તિ ખેંચી લીધી હતી, સંધિની નામની ઓષધિથી જખમ રૂઝગ્યો હતો, અને સંજીવની ઓષધિથી પ્રાણને ચેતનતામાં આણ્યો હતો. આ આષધિઓ કઇ હશે ? તે સંબંધિ તર્ક-વિતર્ક કરતાં નિઘંટોમાં કજીઆરીનું વિશલ્યા એટલે "શલ્યને દુર કરનારી " એવું નામ વાંચવામાં આવ્યું. પરંતુ તેમાં નામ પ્રમાણેનો ગુણ છે કે કેમ ? તે સંબંધિ કોઇ સ્થળે ઉલ્લેખ હાથ આવ્યો નહિ, એવામાં રાજમાર્તંડ નામે ગ્રંથ વાંચવામાં આવતાં તેમાં એવું લખેલું દૃષ્ટિએ આવ્યું કે:- " કલગારીનો કંદ પાણીમાં વાટી ચોપડવાથી લાંબો સમય થયા ઘુસી ગયેલું શલ્ય ઘામાંથી તરતજ બહાર નીકળી આવે છે. " આ ઊપરથી તેનો અનુભવ લેવા શ્રદ્ધા ઊત્પન્ન થઇ

એક મનુષ્ય કે જેના પગમાં ખીલો ઘુસી ગયો હતો, તેને જખમની આજુ બાજુ આ કંદ ચોપડવામાં આવ્યો અને પછી તરતજ ખીલાને ખેંચવામાં આવ્યો, તો પ્રથમ જે ખીલો દરદીને કલોરોફોર્મ આપી બેશુદ્ધ કર્યા સિવાય કોઇપણ બીજી રીતે ખેંચવો નુકસાનકારક જણાતો હતો તે ઘણી સહેલાઇથી ખેંચી લીધા બાદ જખમ ઉપર સંધિની નામની વનસ્પતિનો પાટો બાંધવાથી લોહી નીકળતું તત્કાળ બંધ થઇ, બે ત્રણ દિવસમાંજ રૂઝ આવી ગઇ.

રામાયણમાં વર્ણવેલી વિશલ્યા નામની દીવ્ય ઔષધી આજ હશે કે બીજી તેનો ચોકસ નિર્ણય આ ઉપરથી કરી શકાય નહિ, પરંતુ ગુણ દોષમાં તો આ વિશલ્યા આબેહુબ તેને મળતીજ છે વળી રામાયણમાં જણાવ્યું છે કે સદરહુ વિશલ્યા અગ્નિની માફક ચળકતી હતી અને ખરેખર! આપણી વિશલ્યા પણ તેનાં અગ્નિ જેવાં ફુલોના લીધે ચળકે છે જેથી નિઘંટકારોએ તેને અગ્નિશીખાનું નામ પ્રદાન કરેલું છે, અને એ પુરાવા ઉપરથી આપણી વિશલ્યા એજ રામાયણની વિશલ્યા અને આ પુસ્તકના અંતે વર્ણવેલી સંધિની એજ રામાયણની પણ સંધિની હોય એમ ખાત્રી થાય છે. જો એમ હોય તો હવે શોધવી રહી માત્ર સંજીવની, અને જો તે પ્રશ્નચ્છાથી કોઇ મહાશય જાહેરમાં લાવે તો પછી જોઇ લ્યો આયુર્વેદના અનહદ પ્રભાવની બલિહારી! આજકાલના યુદ્ધ પ્રસંગમાં ઘાયલ થયેલા સિપાઇઓ હોસ્પીટાલોમાં લાંબા સમય સુધી રીબાય છે તેઓ આ ઔષધિઓના પ્રભાવે શીઘ્ર સારા થાય તો પછી દુનિયાંની બીજી દરેક ચિકિત્સા પ્રણાલીઓ આયુર્વેદનાં ચરણોમાં નમન કાં ન કરે ? અસ્તુ !

આ ઔષધિનાં બીજાં નામોની સાથે નિઘંટોમાં તેનું ગર્ભ

પાતિની એવું નામ પણ આપેલું છે, પરંતુ તેનો કેવા ગર્ભ ઉપર અને કેવી રીતે ઉપયોગ કરવો તે સ્પષ્ટપણે જણાવેલું નથી. માત્ર રસરત્ન સમુચ્ચયકાર લખે છે કેઃ–

वीरा लांगलिका दंती विषापाषाणभेदकैः ॥
प्रयोज्यो मुढ गर्भाणां प्रलेपो गर्भमोचनः ॥

શતાવરી, કલગારી, દંતીમૂળ, વછનાગ અને પાષાણ ભેદ એ બધાં સરખા ભાગે લેઇ પાણીમા પીસી પેઢું તેમજ પેટ ઉપર લેપ કરવાથી મુઢ ગર્ભ એટલે આડા આવેલા ગર્ભનો પ્રસવ થાય છે. મુઢ ગર્ભ કે જે દર વર્ષે હજારો નિર્દોષ નારીઓનો ભોગ લે છે તે જો આ ઉપરથી સીધો થઇ સુખ પૂર્વક પ્રસવતો હોયતો તેના આ ગુણની કિંમત કોઇપણ રીતે આંકી શકાય તેમ નથી, પરંતુ અમને તેનો અનુભવ નથી, માટે કોઇ મહાશય તેનો અનુભવ લેઇ પ્રસિદ્ધિમાં લાવશે તો જન સમાજ ઉપર અનહદ ઉપકાર થશે.

રાજમાર્તંડ નામે ગ્રંથમાં જણાવવામાં આવ્યું છે કેઃ–કલિહારીના કંદને પાણીમાં વાટીને જમણી તરફની દાઢ દુખતી હોય તો ડાબા અંગુઠે અને ડાબી તરફની દાઢ દુખતી હોયતો જમણા અંગુઠાના નખ ઉપર લેપ કરવાથી દાઢમાંનો જીવડો મરી જઇને ખરી પડે છે, જેથી સદાને માટે દરદ નાબુદ થાય છે. વળી ઢોરને સહેજ પણ છોલાએલા શરીરના ભાગમા ચોમાસામાં જે કીડા પડે છે તેના માટે કલિહારીનું મૂળ પાણીમાં ઘસીને ચોપડવાથી તત્કાળ બધા કીડા મરી જઇ રૂઝ આવે છે અને તેથી મફત મળતા આ મૂળીઆનો ઉપયોગ કરવાથી "ફીનાઇલ" જેવી ગંધાતી અને વળી બહુ મૂલ્યવાળી વિદેશી દવા ખરીદવાની જરૂર રહેતી નથી.

# કુતરી.

સં, પણ્યગંધા, કંગુનીપત્રા, હિં. વનકંગની બાદરા બ-બાઉલી, કોલર, ગુ. કુતરી, કુચી, કુતેલાં, લા. Setaria glansa.

**વર્ણન**—આ ઘાસની મોટાં લોળીયાંવાળી, મધ્યમ લોળીયાંવાળી, અને ઝીંણાં લોળીયાંવાળી એમ ત્રણ જાતો થાય છે. જેમાં નિઘંટકારોના—અભિપ્રાય પ્રમાણે વચલી જાત રસ, વિપાક અને ગુણમાં શ્રેષ્ટ છે. અનુભવ લેતાં નાની જાત પણ એવીજ ઉપયોગી માલુમ પડી છે, એની નાની જાત એકથી બે ફુટ ઉંચી થાય છે, જ્યારે મોટી જાત ત્રણથી પાંચ ફુટ જેટલી ઉંચી હોય છે, ચોમાસાની મોસમમાં આ ઘાસ ગામ અને ખેતરોની વાડોમાં ઘણું ઉગે છે. એનાં પાંદડાં તેમજ છોડવાનો આકાર કાંગના છોડને મળતા હોઇ એના ઉપર કાંગનાં લોળીયાં જેવી ફુલનીજ ચમરી આવે છે અને એ ચમરીમાં કાંટા જેવી સળીઓ વિશેષ હોય છે જેથી તે કપડાંને લાગે તો ચોંટી જાય છે, એમાં કાગના જેવાજ સુક્ષ્મ દાણા થાય છે.

**જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ**—આ પુસ્તકની જુની આવૃત્તિ કે જે સને ૧૯૦૮માં પ્રસિદ્ધ કરવામાં આવી હતી, તેમાં સાપના ઝેરના અકસીર ઇલાજ તરીકે આ વનસ્પતિના સબંધમાં લેખ આપવામાં આવ્યો હતો. જેનો અક્ષરશઃ ઉતારો પ્રેકટીસ ઓફ મેડીશીન, જાદુગર, મુંબાઇ સમાચાર વિગેરે ગ્રંથો, માસિકો અને પેપરોમાં થઇ છેવટે સને ૧૯૧૨ના મે માસના વૈદ્યકલ્પતરૂમાં પ્રગટ થયો હતો. અને ત્યાર પછી એના સબંધમાં સદરહુ પત્રમાં ઘણી ચર્ચા ચાલી—સેંકડો મનુષ્યોનો અભિપ્રાય અને અનુભવથી સિદ્ધ થયું હતું કે બેશક! સા-

આ ઝેર માટે તે અકસીર ઇલાજ છે. વૈદ્યકલ્પતરૂના સને ૧૯૧૨ના અગષ્ટ સપટેમ્બર અને ડીસેમ્બરના અંકો વાંચવાથી આવાતની વાંચક વૃન્દને ખાત્રી થશે. જો કે આ સબંધમાં જોઇએ તેટલી ચર્ચા થઇ છે તોપણ અફસોસ! કે હજુ તેમા જે ઉણપ છે તે કોઇના પણ તરફથી પુરી કરવામાં આવી નથી, માટે એના સબધમાં અમને જે કંઇ વિશેષ અનુભવ છે તે જનહિત માટે પ્રસિદ્ધ કરીએ છીએ.

આ વનસ્પતિનો ઉપયોગ કરવાની સાધારણ રીત એવી છે કે તેનો રસ કાઢીને જેને સાપ કરડયો હોય તેને આંખમાં આંજવો તેમજ ડંખ ઉપર ચોપડવો તેથી દસ મિનિટમાં સાપનું ઝેર ઉતરી જાય છે. કદાચ આંજવા અને ડંખ ઉપર ચોપડવાથી ધારેલી અસર ન થાય તો ૰। થી ૰।। તોલા જેટલો રસ પાવો પણ ખરો.

આ પ્રમાણે કરવાથી ઘણા કેશો સારા થયાના દાખલા અમારી પાસે મોજુદ છે, તેમજ વૈદ્યકલ્પતરૂમાં પણ પ્રસિદ્ધ થયા છે. તોપણ કેટલીએક વખતે જ્યારે આ ઉપાય ધારેલી અસર બગાબર કરતો નથી ત્યારે કેમ કરવું તેનો ખુલાસો કોઇના પણ તરફથી પ્રગટ થયો નથી.

સને ૧૯૧૦ના શ્રાવણ માસની જન્માષ્ટમીએ એક બાઇને સર્પ કરડવાથી તેને અત્રેના એક મંત્ર વાદી પાસે લાવવામાં આવી. આ મંત્રવાદી પોતાનું મંત્રેલું પાણી પેલી બાઇની આંખમાં છાંટતો હતો, જેથી તે બાઇ સાપના નામે પુષ્કળ ધુણતી હતી, અને પોતાનું ઝેર પાછું ચુસી લવાનું સાપની વતી વચન આપતાં તરતજ તે સચેત

થતી હતી; પરંતુ પાછી તરતજ બેભાન થઇ જતી હતી. આવો પ્રકાર પાંચ, છ વખત ચાલ્યો પરંતુ શરીર વિષમુક્ત થયું નહિ, જેથી સદરહુ બાઇને અમારી પાસે લવવામાં આવી. અમે તેને કુત્રીનો રસ પાયો, ચોપડયો તેમજ આંજ્યો, પરંતુ કંઈ સંતોષકારક પરીણામ આવ્યું નહિ જેથી ફરીને બીજો રસ કાઢી તેમાં સોધેલા નેપાળાનું એક બીજ થોડું એક ઘસીને તેની આંખમાં આંજ્યુ; અને તેથી સર્વેની અજાયબી વચ્ચે પાંચ મિનિટથાં ઝેર ઊતરી ગયું. જે ફરીથી ચઢયું નહીં. જો કે આ રીતે નેપળો આંજવાથી તે બાઇની આંખમાં અસહ્ય દાહ થવા લાગ્યો, પરંતુ તે બે, ચાર વખત ઘી આંજવાથી શાન્ત થયો.

સને ૧૯૦૪માં અત્રેના ફોજદાર મી. મગનલાલનું માળવામાં જવું થયું હતું તેવામાં ત્યાં આગળ એક મનુષ્યને સાપ કરડયો; જેના માટે ઝેર ઊતારવાના કામમાં પંકાએલા ત્યાંના લોકોએ વિવિધ ઉપચાર કર્યાં છતાં પણ કંઇ ફાયદો ન થતાં તે મનુષ્ય છેક એવી અવસ્થાએ પહોંચ્યો કે લોકો તેને મરણ પામેલા સમજી વધારે ઉપચારો કરવાનું છોડી દેઇ અવલમજલે પહોચાડવાની તૈયારી કરવા લાગ્યા. આ વાતની ખબર પડતાં સદરહુ મી. મગનલાલ તરફથી ઉપર મુજબ કુતરીના રસ સાથે નેપાળાનું બીજ ઘસીને અંજન કરવાનો પ્રયોગ કરવામાં આવ્યો અને તેથી પાંચ મિનિટમા તે મનુષ્ય વિષમુક્ત થઇ સાવધ થયો.

પ્રસિદ્ધ મહર્ષિ શારંગધર પોતાની સંહિતામાં જણાવે છે કેઃ—

जयपालभवांमज्जां भावयेन्निम्बुकद्रवैः ॥

एकविंशतिवेलांतु ततो वर्तिंप्रकल्पयेत् ॥
मनुष्य लालयाघृष्ट्वा ततोनेत्रे तथाऽञ्जयेत् ॥
सर्पदंशविषंजित्वा संजीवयतिमानवम् ॥

નેપાળાની મીંજોને લિંબુના રસની એકવીશ વખત ભાવનાઓ દેવી, પછી તેની વાટ એટલે દીવેટના આકારની લાંબી ગોળીઓ બનાવીને રાખી મૂકવી. આ વાટને મનુષ્યની લાળમાં ઘસીને જેને સાપ કરડયો હોય તેને આંજવાથી ઝેરને જીતીને તે મનુષ્યને જીવાડે છે.

આ ઉપરથી સમજાશે કે નેપાળામાં પણ સાપનું ઝેર દુર કરવાની શક્તિ છે, અને તેથી જ્યાં આગળ એકલી કુતરી ફાયદો કરતી નથી, ત્યાં આગળ આ બન્નેને સાથે મેળવી અંજન કરવાથી અજબ ફાયદો થાય છે. આ વાતનો બીજા પણ દશ, પંદર કેશોમાં અમને પુરતો અનુભવ થયો છે.

આ ઔષધિમાં આવો દીવ્ય ગુણ હોઇ સર્વે સ્થળે મળી શકતી હોવાથી સાપનું ઝેર ઊતારનારી જડીઓમાં તેને પ્રથમ નંબરે મુકી શકાય, પરંતુ અફસોસ! કે તે એક જાતનું ઘાસ હોવાથી બારે માસ લીલી ન મળી શકતાં દીવાળી લગભગ સુકાઇ જાય છે અને તેથી ત્યારબાદ તેનો રસ મેળવવાને હરકત પડે છે. વળી કદાચ જો એની મોસમમાં રસ કાઢીને સંઘરી રાખ્યો હોય તો તે પણ એકાદ માસમાં સડીને બગડી જાય છે. આ અડચણ દુર કરવાનો ઉત્તમ રસ્તો એ છે કે એનો તરતનો કાઢવામાં આવેલો રસ ત્રણ ભાગ અને એક ભાગ રેકટીફાઇડ સ્પિરિટ એ બે ચીજો સાથે મેળવીને રાખવામાં

આવે તો પછી બગડયા સિવાય એકાદ, બે વર્ષ સુધી રહી શકે છે, અને તેનો જ્યારે જોઈએ ત્યારે ઉપયોગ કરી શકાયછે. વળી કહેવાય છે કે આ ઔષધિના વીશ તોલા રસમાં ચારેક વાલ કપુરનું ચૂર્ણ નાંખીને રાખી મૂકવાથી પણ કેટલાએક સમય સુધી તે બગડયા સિવાય જલવાઇ રહે છે.

આ ઉપરાંત વળી આ ઔષધિમાં બીજા અમૂલ્ય ગુણો એ રહેલા છે કે એના બીજનું ચૂર્ણ કરી દરરોજ સવાર સાંઝ ૧ તોલા જેટલુ લેઇ ચાર તોલા બકરીના મૂત્ર સાથે આપવાથી મુત્રકૃચ્છનું દરદ નાબુદ થાય છે. તેમજ એનાં બીજનું ચુર્ણ ૦ાા તોલાના માપમાં લેઇ સાકર સાથે મેળવી દિવસમાં ત્રણવાર આપવાથી પ્રમેહમાં ફાયદો થાય છે.



## કુતરો

સં. શ્વાન, હિ. કુત્તા મ. કુત્રે ઇ. Dog.

**વર્ણન**—કુતરો એ પ્રાણી પાળવામાં આવતું હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે.

ઉપયોગ—જે મનુષ્યનું તાળવું સડી કાણું પડી નાસુર થયું હોય તેના માટે આ અકસીર ઇલાજ છે, અને એનો ઉપયોગ કરવાની રીત "મુજરેબાત અકબરી" ગ્રંથનો કર્તા પ્રસિદ્ધ યુનાની હકીમ અકબરખાન એવી જણાવે છે કેઃ—

તરતના મરી ગયેલા કુતરાના નાના બચ્ચાનું માથું કાપી લેઇ

અમડો અથવા ભઠ્ઠીની અગ્નિમાં પકાવી લેવું. બાદ તેનો બીજો બધો ભાગ દુર કરી કેવળ સોજાનો ભાગ લેઇ ઝીણો વાટી બાટલીમાં ભરી રાખવા આ ભૂકો ઘા ઉપર દરરોજ થોડો થોડો છાંટવાથી દરેક જાતના ઘા જલદી રૂઝાઇ જાય છે. જો તાળવામાં ઘા હોય તો આ ઔષધ વાંસની નળી અથવાતો કાગળની ભુંગળીમાં ભરીને ફુંકવું કે જેથી તે ઘાના મૂળ સુધી બરાબર રીતે પહોંચી શકે.

આ ઔષધની અનેક વખત અજમાયશ લેવામા આવી છે, એક મનુષ્યને તાળવામાં એવો ઘા હતો કે બરાબર એક પૈસા જેવડુ છિદ્ર પડીને તાળવા અને નાકનો ભાગ એક થઇ ગયો હતો. એવા ગંભિર કેશમાં પણ એનાથી બરાબર ફાયદો થયો હતો.

આ વાતને ટેકો મળે એવો એક પ્રયોગ આપણા પ્રાચીન મહાત્મા બંગસેન પણ પોતાના ગ્રથમાં જણાવે છે અને તે એ છે કે:—

કુતરાની જીભને અગ્નિવડે શેકી ચુર્ણ કરી વ્રણમાં ભરવાથી તત્કાળ વ્રણ રૂઝાઇ જાય છે. વળી દીલ્લીના મોગલ બાદશાહોના ખાસ હકીમ જકાઊલ્લાખાએ પોતાની કરાબાદીન જુકાઇ નામની કીતાબમાં પણ આવોજ પ્રયોગ બતાવ્યો છે.

આ પ્રયોગ આર્યધર્મ શાસ્ત્ર પ્રમાણે અપવિત્ર હોવાથી અમે તેનો અનુભવ લેઇ શક્યા નથી, પરંતુ જનસમાજની જાણ માટે લખવામાં આવ્યો છે; તો જેને યકીન હોય તેણે અનુભવ લેઇ પ્રસિદ્ધ કરવો.

---

## કેળ.

સં. કદળી, રંભા. હિં. કેલા. મ. કેળ, કદળી, ઇં. Plantation.

વર્ણન—કેળનાં ઝાડ દરેક સ્થળે બાગ, બગીચામાં થતાં હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે.

ઉપયોગ—આર્ય વૈદ્યકમાં કેળને શિતળ, ગ્રાહી, કફઘ્ન, શોષઘ્ન, પીતહર, મેદહર, વાતહર તેમજ અમ્લપીત્ત, દાહ વિગેરેને સમાવનારી માનેલી છે, પરંતુ જડીબુટ્ટીઓ સબંધિ શોધખોળ કરનારાઓને ક્ષયરોગ મટાડવાનો ખાસ ગુણ તેમાં જણાએલો હોવાથી નિઘંટ રત્નાકર નામે ગ્રંથમાં તેનો એક એવો પ્રયોગ લખાએલો છે કેઃ—

બકરીનું મૂત્ર ચારસો તોલા લેઇ તેને અગ્નિ ઉપર ચઢાવીને પકાવતાં જ્યારે તે ગોળના પાક જેવું ઘટ્ટ થવા આવે ત્યારે તેમાં બહેડાંનાં દળનું ચૂર્ણ આઠ તોલા, લીંડીપીપરનું ચૂર્ણ ચાર તોલા, લોહભસ્મ ચાર તોલા અને ભોંયરીંગણીનાં ફળોનું ચૂર્ણ ચાર તોલા નાંખીને સઘળું મળી જાય ત્યારે નીચે ઉતારી ઘીથી રીઢા થએલા માટીના વાસણમાં અગર બરણીમાં ભરી રાખવું. એમાંથી દરરોજ સવાર સાંજ એ આનીભારથી ૦૧ તોલા જેટલું ખાઇ તેના ઉપર કેળનું પાણી પીવાથી અસાધ્ય ખાસી હોય તો પણ નાશ પામે છે.

જો કે ઉપરોક્ત ગ્રંથકર્ત્તા વિષ્ણુ વાસુદેવ ગોડબોલેએ પોતાના તેમજ બીજા અનેક વિદ્વાન્ વૈદ્યોના અનુભવથી આ પ્રયોગ લખેલો છે, પરંતુ હાલની ચિકિત્સા પદ્ધતિમાં તેને જોઇએ તેવું સ્થાન મળ્યુ

નથી તથાપિ પ્રસિદ્ધ વૈદ્યક પેપર વૈદ્યકલ્પતરૂમાં દક્ષિણ અમેરિકાના બ્રાઝીલ દેશના ડૉકટર જે. મેન્ટેલ્વોનો ક્ષય રોગમાં કેળના રસનો ઉપયોગ કરવાનો અનુભવ પ્રગટ થયા બાદ કેટલાએક વૈદ્ય બન્ધુઓનું તે તરફ લક્ષ દોરાએલું છે.

સદરહુ ડૉકટર પોતાનો અનુભવ એવો જણાવે છે કે એક ક્ષયના દરદીને હું જોવા ગયો હતો, એ દરદીનો ક્ષયરોગ બહુ વધી ગયેલો હોવાથી તેને વારંવાર ખાંસી આવતી હતી, પુષ્કળ કફ નીકળતો હતો, તેમજ રાત્રે પરસેવો વળગે, સખ્ત તાવ, અતિ દુર્બળપણું, શરીરનું સુકાઇ જવું, પાતળા દસ્ત થવા, ખોરાક ઉપર અરૂચિ વિગેરે ઉપદ્રવો પણ લાગુ પડયા હતા, અને વિશેષમાં વળી એ રોગ તેના વારસામાં ઉતર્યો હતો.

મેં, તેને કેળના રસનો ઉપયોગ બતાવ્યો. દરરોજ એક મોટી કેળ મંગાવીને તેને પીલીને રસ કાઢવામાં આવતો હતો, અને તે રસ ગાળીને બાટલીઓમાં ભરી રાખવામાં આવતો હતો. દરરોજ બે, બે કલાકે રસ એક ઔંસ જેટલો લેઇને તેમાં તેટલુંજ દુધ ઉમેરીને પીવા આપવામાં આવતો હતો. આ પ્રમાણે ત્રણ દિવસ પાવાથી તે દરદી હરવા ફરવા લાગ્યો, ખાંસી તથા કફ તત્તજ અદૃશ્ય થયા, ભૂખ ઉઘડી, અને એ રીતે બે માસ પ્રયોગ ચાલુ રાખવાથી તે દરદીને સંપૂર્ણ આરામ થયો. કેળનો રસ દરરોજ તાજો કાઢીને પાવો જોઇએ કેમકે વાસી રહેવાથી તેમાં ખટાશ ઉત્પન્ન થઇને બગડી જાય છે.

જેતપુરવાળા વૃદ્ધ અને અનુભવી આર્ય વૈદ્ય મયારામ

સુંદરજી—સને ૧૯૧૦ ના મે માસના વૈદ્યકલ્પતરૂમાં લખે છે કે-કેળના થડને પીલી અથવા કચરીને રસ કાઢી ગળી લેઇ દરરોજ તાજો ઉપયોગમાં લેવો. પરંતુ કદાચ જો દરરોજ તાજો રસ મેળવવામાં મુશ્કેલી પડે તો એક શેર રસમાં બેઆનીભાર ટંકણખાર મેળવવાથી એકાદ અઠવાડીઆ સુધી તે બગડયા સિવાય રહી શકે છે.

આ રસના સેવનથી પેસાબ ખુલાશે ઉતરવા લાગે છે, અને રૂધિર વિગેરેમાં સંચય થયેલાં રોગજનક સુક્ષ્મ જંતુઓ નાશ પામે છે, અને તેથી તેવા જંતુઓવડે ઉત્પન્ન થયેલાં દરદો પણ નાબુદ થાય છે. ક્ષય રોગને મટાડવાનો તેનો અદભુત ગુણ પ્રાચીન વૈદ્યો જાણતા હશે અને તેથીજ નિઘંટોમાંથી તેનું "ક્ષય હર" એવું સંજ્ઞા વાચક નામ નીકળી આવે છે; પરંતુ પાછળથી કાળ ગતિને લેઇને તે સબંધિ અનુભવ વૈદ્ય પરંપરામાં વિસરાઇ ગયો હશે.

ક્ષય રોગની માફક સોજો, જળોદર, કફનો જમાવ, દમ, ખાંસી, અમ્લપીત્ત, કમળો, બરોળ, પાંડુ, સુવા રોગ; ઊનવા, મૂત્રદાહ, સોમલ, હરતાલ વિગેરે ઝેરોની વિક્રિયા, પ્રમેહ, પ્રદર, ઉપદંશ, સાપ, વીંછી અને ઊંદરનું ઝેર, સંધિવા વિગેરે દરદો પણ આ રસનું સેવન કરવાથી તેમજ શરીરને લગાડવો જારી રાખવાથી પંદર, વીશ દિવસમાં મટી જાય છે. પરંતુ જો દરદ જુનું હોય તો પુરતો ગુણ આવવાને દોઢથી બે મહીના લાગે છે.

શ્રીનાથદ્વારાના પ્રખ્યાત વૈદ્યરાજ મહાશંકર શર્માના ચીરંજીવીને શ્વાસ-કાસનું હઠીલું દરદ ઘણાં વર્ષોથી હોવાથી તેના માટે અનેક રસ, રસાયનોનો ઉપયોગ કરવામાં આવ્યો હતો, પરંતુ કંઇ ફાયદો

થતો નહોતો. તેથી વધારે ઔષધો સેવન કરવાનું છોડી દેઇ કાશ્મીર, નેપાળ, ભૂતાન વિગેરે તરફ મુસાફરી કરી એક યોગી મહાત્મા પાસેથી યોગની કેટલીએક પ્રક્રિયાઓ સાધ્ય કરવામાં આવી, જેનાથી દરદ કંઇક નિયમમાં આવ્યું પરંતુ છેક નિર્મૂળ થયું નહિ, ત્યારબાદ એક પ્રસંગે અમારે તેમની સાથે સમાગમ થતાં ઉપર બતાવેલો નિયમનાકરવાળો પાક તેમને આપવામાં આવ્યો અને તેમાથી સવાર, સાંઝ ૦। તોલા જેટલો ચાટી જઇ ઉપર ૨૨ એ, બે કલાકે કોળનો એક અધોળ રસ તેટલાજ દુધ સાથે મેળવીને પીવાને સમજાવવામાં આવ્યું. એ પ્રમાણે કરવાથી એક માસની અંદર તે અસાધ્ય ગણાતું દરદ તદન નાબુદ થયું. જે આજે લગભગ દશ વર્ષ થયા છતાં પણ ફરીથી ઉપજ્યું નથી.

આ ઉપરથી ફેફસાનાં દરદથી પીડાતા બીજા દરદીઓ ઉપર તેની અજમાયશ લેતાં ઘણાખરા કેશોમાં એ ઔષધ ફતેહમંદ નીવડ્યું છે, અને તેથી દરેક ચિકિત્સક બંધુએ તેનો બહોળો ઉપયોગ કરી પોતપોતાનો અનુભવ દેશહિત અર્થે પ્રગટ કરવાની ભલામણ કરી આ વિષય પુરો કરવામાં આવે છે.

---

## કાયફળ.

સં. કટ્ફલ હિં. કાયફળ, મ. કુંભ્યાચીશાલ ગુ. કાયફળ લા. Greya arboria.

વિવરણ—એનાં ઝાડ અત્રે થતાં ન હોવાથી વર્ણન કરવામાં આવતું નથી. ઔષધના કામમાં એની છાલ વપરાય છે, જે હિમાલય તરફથી અત્રે આવતી હોઇ દરેક બજારમાં મળી શકે છે.

**જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ**—કાશી નિવાસી પ્રસિદ્ધ રસાયનશાસ્ત્રી શ્યામસુંદરાચાર્ય વૈશ્ય જણાવે છે કેઃ—રસાયનસાર ગ્રંથ છપાવવાના કાર્યમાં હું રોકાયો હતો, તેવામાં ગૃધ્રસી નામના વાયુના દરદે મને એકાએક પકડયો. જેથી કમરથી માંડીને પગ સુધીનો સઘળો ભાગ નિરૂપયોગી પડી બેકદરૂપ જણાવા લાગ્યો. અને તેથી મારી એવી ઇચ્છા થયા કરતી હતી કે આ દુઃખ સહન કરવા કરતાં કોઈ ડૉક્ટરની પાસે પગ કાપી નંખાવવામાં આવે તો વધારે સારૂં. કેમકે નામાંકિત વૈદ્યો તેમજ ડૉક્ટરોની પાસે અનેક રીતે સારવાર કરાવ્યા છતાં પણ કંઇ ફાયદો જણાતો નહોતો. એવમાં સુદૈવે નેપાળ સરકારના રાજ્ય વૈદ મહારાજ શ્રી પુરૂષોત્તમદાસજી સાથે સમાગમ થતાં તેઓએ એક એવો ઉપાય બતાવ્યો કે જેથી મને સંપૂર્ણ આરામ થયો. જે ઉપાય કીધો હતો તે હું જગતના કલ્યાણાર્થે પ્રસિદ્ધ કરૂંછું. અડધો શેર કાયફળ કુટી હવાલેયા ચાળી લેવું. પછી એક શેર સરસીઆ તેલને કઢાઇમાં નાખી મંદાગ્નિથી ઊકાળતા જવું અને તેમાં ધીમે ધીમે કાયફળનું ચૂર્ણ દર વખતે એક, એક તોલો નાખતા જવું. એ રીતે ચાર કલાકમાં બધું ચૂર્ણ નાંખીને પછી એ તેલને કપડાવડે ગાળી લેવુ અને કપડામાં જે કીચડ રહે તેને એક હાલ્લીમાં ભરી રાખવો; તેમજ તેલને પણ પ્રથમ એક માટીના રીઢા વાસણમાં રાખી મૂકી જ્યારે તેમાંનો મેલ વાસણના તળીએ બેસી જાય ત્યારે નીતરેલા તેલને એક બાટલીમાં ભરી રાખવું અને વાસણના તળીએ જામેલો કીચડ પ્રથમના કીચડ સાથે મેળવી દેવો.

જે અંગમાં દરદ થતું હોય તે અંગ ઉપર નોકર પાસે બે કુ-

લાક સુધી આ તેલવડે માલીસ કરાવવું. આ વખતે સળગતા કોલસાની સગડી પાસે રાખવી કે જેથી એના ઉપર નોકર પોતાના હાથ ગરમ કરતો જાય અને માલીસ કરતો જાય. બે કલાક માલીસ કર્યા બાદ હાંલ્લીમાંથી થોડા કીચડને કઢાઈમાં નાંખી ગરમ કરી તેને કપડામા લેઇ પોટલીવડે ધીમે ધીમે તે અંગ ઉપર શેક કરવો અને જ્યારે કીચડ સાવ ઠંડો પડી જાય ત્યારે કપડાપર પડોળો કરી પીડાવાળા ભાગ ઉપર બાંધવો. એ પ્રમાણે દરરોજ તેલવડે માલીસ કરવું અને કીચડ વડે શેકવું. જો પીડા અત્યંત થતી હોય તો તે તેલમાં થોડું-એક અફીણ ઉમેરવું. આ પ્રમાણે બહારથી સારવાર ચલાવવી અને અંદરના ઉપચાર તરીકે વળી ૦॥ શેર કાયફળને કુટી ચારશેર પાણી સાથે ઉકાળતાં બશેર પાણી બાકી રહે ત્યારે ગાળી લેઇ તેમાં બશેર ઘી મેળવી મંદાગ્નિથી પકવતાં, પાણીનો ભાગ બળી જઇ જ્યારે ઘી માત્ર શેષ રહે ત્યારે ઉતારી લેવું. એમાથી દરરોજ બે, ત્રણ તોલાના હિસાબે ખાવું, જેથી ત્રણ, ચાર દિવસમાં અદ્ભુત ફાયદો માલમ પડી દશ, વીશ દિવસમાં સંપૂર્ણ આરામ થાય છે, વળી જો ઘી જોડે યોગરાજ ગુગળનો ઉપયોગ કરવામાં આવે તો વધારે જલદી ફાયદો થાય છે.

રસાયનસાર

---

## ખાખરો.

સં. પલાસ, કિંશુક. હિં. ઢાક, ટેસુ, મ. પલસ ગુ. ખાખરો લા. Butea frondosa.

વિવરણ—ખાખરાના ઝાડને સહુ કોઇ ઓળખે છે માટે તેનું વર્ણન આપવાની જરૂર જણાતી નથી.

જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ—મુર્જરઆત અકબરીનો કર્તા કહે છે કે એનાં બીજ નપુંસકોની ચિકિત્સા માટે અતિ ઊત્તમ છે. એનાં બીજ કે જે પીતપાપડા કહેવાય છે તેને એક ઘડી પાણીમાં ભીંજવી રાખી પછી તેના ઉપરની પાતળી લાલ છાલ દુર કરી અંદરની મીંજોને સુકાવી લેવી અને ત્યારબાદ એક માટીની હાંડી લેઇ તેના તળીએ મધ્ય ભાગમાં છિદ્ર કરી તેમાં તે મીંજોને ભરી ઉપર ઢાંકણું ઢાંકી ચારે તરફથી તેનો સાંધો કપડમાટીથી બંધ કરી દેવો. પછી જમીનમાં એક અડધો ગજ લાંબો, પહોળો તથા તેટલોજ ઊંડો ખાડો ખોદી તે ખાડાની અંદર બીજો એક નાનો ખાડો ખોદી એ નાના ખાડામાં માટીનું એક બીજું રીહું નાનું વાસણ મુકી તેના ઉપર મોટા ખાડામાં દવા ભરેલું વાસણ એવી રીતે મુંકવું કે જેથી દવાવાળા વાસણના તળીયાનું છીદ્ર તેની નીચે મુકેલા નાના વાસણના મહોડા ઉપર બરાબર રીતે આવી રહે. આ પ્રમાણે ગોઠવણ કર્યા બાદ મોટા ખાડામાં બાકી રહેલી જગ્યામાં એટલે દવાવાળા વાસણની આસપાસ અડાયાં છાણાં ગોઠવી અગ્નિ સળગાવતાં જયારે આગ બુઝાઇને સાફ શિતળ થઇ જાય ત્યારે એવી સાવચેતીથી તે વાસણોને કાઢી લેવાં કે નીચેના વાસણમાં આ ચીજોમાંથી ટપકીને એકઠા થયેલા તેલમાં રાખ વિગેરે પડે નહિ. આ તેલનું જનનેન્દ્રિયનો આગલો ભાગ તેમજ શીવણી છોડીને બાકીના ભાગમા માલીસ કરવાથી હાથરસ વિગેરે કારણોથી આવેલું નપુંસકપણું દુર થાય છે.

એક અનુભવીક પ્રયોગ—અંકોલના બીજનું તેલ કાઢવાની

વિધિઓમાં વર્ણવ્યા મુજબ એક કાળી બાટલીમાં અંકોલના બદલે ખાખરાનાં એક શેર બીજ ભરીને પાતાળયંત્રથી તેલ કાઢવાની ક્રિયા અજમાવવામાં આવી હતી. જેમા પહેલી આંચ બશેર છાણાંની સાડા-આઠ વાગે આપવામાં આવી હતી, અને તે ઠરી ગયા બાદ બીજી આંચ પચ્ચીશ તોલા છાણાંની સાડાનવ વાગે દેવામાં આવી, અ: આંચ દીધાને અાધો કલાક થયા બાદ તેલ નીકળવું શરૂ થયું હતું. ત્રીજી આચ ૨૫ તોલા છાણાંની સાડાદશ વાગે, ચોથી આચ સવા-શેરની સવા અગીઆર વાગે, પાંચમી વીશ તોલા છાણાંની સવાબાર વાગે, છઠ્ઠી આંચમાં પણ તેટલાંજ એટલે વીશ તોલા છાણાંના કડકાન્ ઓની સવાવાગે, અને સાતમી આંચ એક શેર છાણાની સવાબે વાગે દેવામાં આવી હતી. ત્રીજી આંચ સુધીમાં જે પાંચ તોલા તેલ નીકળ્યું તે સફેદ રંગનું અને પાતળું પાણી જેવું હતું. પરંતુ ચોથી આંચ લાગતાની સાથે પીળા, લાલ, કાળા રંગના મિશ્રણવાળું તેલ નીક-ળવા લાગ્યુ અને તે છ તોલા નીકળ્યું. એ રીતે ચાળીસ તોલા બી-જમાંથી બધાં મળી સાડાછશેર છાણાની આંચથી સાડા છ કલાકમાં અગીઆર તોલા તેલ નીકળ્યું હતું, જેમાં પ્રથમ નીકળેલા એટલે સફેદ તેલમા ચીકાશને ભાગ ઓછો હતો, જેથી પાછળથી નીકળેલા લાલ, પીળા, કાળા તેલને માલીસ કરવાના કાર્યમાં ઉપયોગ કરવામાં આવ્યો હતો. હકીમ અકબરખાએ ખાખરાના બીજને માટીની હાંલ્લીમાં ભરી જેવી રીતે તેલ કાઢવાને વિધિ વર્ણન કર્યો છે તેવીજ રીતે બીજના બદલે ખાખરાનાં મૂળીઆં હાલ્લીમાં ભરીને જે અર્ક એટલે ચુવો કા-ઢવામાં આવે છે તે પણ પુરૂષત્વ આપનાર ગણાય છે અને તેથી તે અર્ક નાગરવેલના પાન ઉપર સારી પેઠે ચોપડીને પછી તે પાનમાં

મરાઠી નામે વનસ્પતિનું એક જીંડવું ઘાલી દરરોજ સવાર, સાંઝ ખાવામાં આવે છે. આ પ્રયોગ ચાલતો હોય ત્યારે બ્રહ્મચર્ય પાળવાની ભલામણ કરવામાં આવે છે. અને તેના સેવનથી થોડાજ સમયમાં ઊત્તમ પુરૂષત્વ પ્રાપ્ત થાય છે. વળી આ રીતે કાઢવામાં આવેલા અર્કનું આંખોમાં અંજન કરવાથી ફુલું, ઝાંખ, પડળ, છાયા વિગેરે કેટલાએક નેત્રરોગો નાબુદ થાય છે એમ ઘણાએક યોગી, મહાત્માઓનું કહેવું છે

ખાખરાનાં બીજ એ કૃમિરોગના માટે મહૌષધ મનાય છે કેમકે તેમાં દરેક જાતના કૃમિઓનો નાશ કરવાનો ગુણ ઘણી સરસ રીતે રહેલો છે, અને તેથી ખાખરાનાં બીજ, નસોતર, કીરમાણી અજમો, કપીલો, વાવડીંગના તાંદળા અને ગોળ એ બધાં સાથે મેળવી તેમાંથી સવાર, સાંઝ એમ બે વખત દરેક ટાઇમે મોટા મનુષ્યને ૦। તોલો અને નાનાં બાળકોને એકથી બે વાલ જેટલું આપવાથી કૃમિનો નાશ થાય છે અને બહાર નીકળી જાય છે, કેમકે એમા નસોતર, કપીલો વિગેરે રેચક દ્રવ્યો હોવાથી મુએલા કૃમિ બહાર કાઢવાને માટે બીજો રેચ આપવાની જરૂર રહેતી નથી.

વળી ઉપરનાં ઔષધોના બદલે ખાખરાનાં બીજ, કપીલો, વાવડીંગ, શેકલી હિંગ, કાળીજીરી, હીંમજ, હરડેદળ, સંચળ અને નસોતર એ બધી ચીજો સરખા ભાગે લેઇ ખાંડી ચૂર્ણ કરી તેમાંથી દરરોજ રાત્રે ૦।થી ૦।। તોલાના આશરે લેઇ ઠંડા પાણી સાથે પીવાથી પણ સવારમાં બે, ચાર દસ્ત થાય છે અને તેમાં દરેક પ્રકારનાં કૃમિ મુએલી સ્થિતિમાં નીકળી જાય છે.

ખાખરાનાં બીજનો ખાવાના ઔષધ તરીકે ઉપયોગ કરવાથી તે જેમ પેટની અંદર ઉત્પન્ન થતા કૃમિઓનો નાશ કરે છે તેવીજ રીતે બહાર ચોપડવાનાં ઔષધોમા તેનો ઉપયોગ કરવાથી બીજાં જંતુ ઓનો નાશ કરવાનો પણ તે અજબ ગુણ ધરાવે છે, અને તેથી વાળાનું દરદ કે જેમાં અસહ્ય પીડા ભોગવવી પડે છે તેના માટે તેનો નીચે મુજબ વિધિથી ઉપયોગ થાય છે.

ખાખરાનાં બીજ, ઝેરકોચલાનાં બીજ, રસકપુર, સાદુ કપુર અને ગુગળ આ બધી ચીજો સરખા ભાગે લેઇ બારીક વાટી પાણી સાથે ખરલ કરી પછી પીંપળાના પાન ઉપર તેનો જાડો લેપ કરી તેપાન વાળાના ફોલ્લા ઉપર બાંધવું. લેપ વધારે તણાય નહિ એટલા માટે તેમા જરા ઘી ઉમેરવું. આ પટ્ટી ત્રણ દીવસે છોડવી જેથી વાળો મરી જશે.

વાળો એ પણ એક જાતનો જંતુ અથવા કૃમિ છે, અને આ ઉપચારમાંનાં સર્વ ઔષધો કૃમિઘ્ન હોવાથીજ તેની આવી રામબાણ અસર થાય છે.

સાપના ઝેર માટે ખાખરો એ ખાત્રીબંધ ઉપાય છે અને તેનો ઉપયોગ એવી રીતે થાય છે કેઃ—એનાં મૂળીઆં ઉપરની છાલ વાટી તેનો તાજો રસ ઝેરની પ્રબળતા અને દરદીની પ્રકૃતિનો વિચાર કરી ચારથી દશ તોલા સુધીના પ્રમાણમા પાવાથી ઝાડો, ઉલટી વિગેરે કંઇ પણ ન થવા છતાં સાપનું ઝેર ઉતરી જાય છે.

એક મનુષ્યને ચિતરો નામનો સાપ છએક મહીના ઉપર કરડયો હતો, જેના લીધે પગ ઉપર સોજો ચઢી આવ્યો હતો એટલુંજ નહિ

પરંતુ દીવસે દીવસે તેનું વિષ શરીરના બીજા ભાગોમાં ફેલાતું જવાથી આખા શરીરમાં ફેલ્લા થયા કરતા હતા, એ ફોલ્લા ભરાતા અને ફુટતા હતા અને તેથી વિસ્ફોટકના દરદ જેવું શરીરનું સ્વરૂપ થઇ ગયું હતું, વળી દંશમાંનું માંસ તો સડી સડીને તુટીજ પડયા કરતું હતું અને આખા શરીરે અસહ્ય દાહ રહ્યાં કરતો હતો. આ દરદીને પ્રથમ દર ત્રીજે દિવસે ગરમળાના ગોળનો ચાર વખત જુલાબ આપવામાં આવ્યો અને ત્યાર પછી નીચે મુજબ વિધથી બનાવેલી ખાખરાની ગોળીયોનો ઉપયોગ કરવામાં આવ્યો.

ખાખરાના મૂળીઆં, પાંદડાં ફુલ, છાલ અને બીજ એ દરેક બે, બે શેર લઇ સુકવી તેઓને બાળીને રાખ કરવી અને પછી તે રાખમાં દશ શેર પાણી નાખી સારી પેઠે ચોળી મસળીને એક રાત-વાસો રહેવા દેવું. સવારના એ પાણીને નીતારી લેઇ ચુલે ચઢાવીને ઉકાળતાં જ્યારે બશેર પાણી બાકી રહે ત્યારે તેમા બકરાનું મૂત્ર ઘેટાનું મૂત્ર, ગાયનું મૂત્ર અને મનુષ્યનું મૂત્ર એ દરેક બે, બે શેર તથા આકડાનું દુધ, કાળા સરસડાની સુકી છાલ, સરસડાનાં ફુલ, સોનાગેરૂ, હળદર, દારૂ હળદળ તુળસીની મંજરી, જેઠીમધના મૂળ, બોરડીની લાખ, સીધાલુણ, જટામાસી, નગોડના બી હિંગ, સુંઠ, મરીઆ, લીંડીપીપર, કઠ, ગરમાળાનો ગોળ; વાંઝણી કંકોડીનો સુકા-વેલો કંદ, કુકડવેલના મૂળ. તાંદળજાનાં મુળ અને અનંતમૂળ એ દરેક ચીજ આઠ આઠ રૂા. ભાર લેઇ ખાંડી કપડે ચાળેલું ચુર્ણ તેમાં નમેરી મંદાગ્નિથી કલાઇ કર્યા સિવાયના ત્રાંબાના વાસણમાં નાંખીને ઉકાળતાં જ્યારે તે શીરા જેવું થઇ જાય ત્યારે નીચે ઉતારી બે, ત્રણ થાળીઓમાં નાંખી સૂર્યના તડકે મુકવું, અને જ્યારે તે ગોળીઓ

વાળ્યા જેવું કઠીણુ થાય ત્યારે તે અંધારો એક પીંડો વાળી તેના ઉપર થોડું એક ઘી ચોપડીને પછી બે, બે આની ભારની ગોળીઓ વાળવી.

આવી ગોળીઓમાંથી દરરોજ સવાર સાંઝ એક, એક, ગોળી લઇને તેને બે રૂ. ભાર ગાયના ઘી સાથે મેળવીને ઉપર લખેલા દરદને ચટાડવામાં આવતી અને તેના ઉપર તરતનું દોહેલું ગાયનું દશ રૂ. ભાર દુધ પાવામાં આવતું હતું. તેમજ દરરોજ સવારમાં એક ગોળી કાળા સરસડાના કવાથમાં અને સાંઝે જળ ભાંગરાના રસમાં મેળવીને આખા શરીરે ચોપડવામાં આવતી હતી. આ પ્રમાણે ઉપચાર ચાલુ રાખ્યાથી એક મહીનામાં શરીરની ઉપર દેખાતા તમામ ફોલ્લા દુર થઇ ગયા અને બીજા મહીનામાં તેના શરીરમાંનું સઘળું સંચીત થએલું વિષ તદન નિર્મૂળ થઇ ગએલું જણાયું.

આ બધા પ્રયોગોનો અમે પુરતી રીતે અનુભવ લીધેલો છે, અને તેથી વાચકવૃન્દ જો યોગ્ય પ્રસંગે તેનો ઉપયોગ કરશે તો અવશ્ય ધનવૃદ્ધિ અથવા તો પરોપકારનું પુણ્ય પ્રાપ્ત કરશે.

---

## ગળી.

સં. નીલી, હિં. નીલ, લીલ બં. નીલગાછી, લા. ઇન્ડીગો ફેરા ટીંકટોરીઆ.

વર્ણન—ગળીના છોડવા ચોમાસે વગડામાં ઘણા ઉગી આવે છે, તેમજ કેટલાએક સ્થળે તેના રંગ માટે વાવેતર પણ થાય છે એ છોડવા બેથી ચાર કે છ ફીટ સુધી ઉંચા વધે છે, અને તેની ચારે

તરફ પાતળી, લાંબી અને પસરાતી ઘણી શાખાઓ નીકળે છે. એનાં પાંદડાં ઘેરા લીલા કે કાળા તેવી રંગના ૦ાા થી એક ઇંચ જેટલાં લાંબાં અને ૦ા થી ૦ાા ઇંચ પહોળાં હોય છે. ફુલ રતાશ લેતાં પીળા રંગનાં અને શીંગો ઝીણી, એકથી દોઢ ઇંચ લાંબી, ૦ા થી ૦ાા લાઇન પહોળી અને સીધી તોપણ અંદરની બાજુ જરા વાંકી વળતી હોય છે. પાદડાંને તોડવાથી જ્યારે તે સુકાય છે ત્યારે ગળી જેવા કાળા રંગનાં થઇ જાય છે, એના છોડવા છેટેથી ખરસાંડીઆના છોડવા જેવા જણાતા હોઇ સર્વત્ર પ્રસિદ્ધ છે જેથી વિશેષ ઓળખાણની જરૂર નથી.

ઉપયોગ—ઉપદંશ એટલે ગરમીના દરદથી પીડાતા અહીંઆના એક દરદીને કોઇ વૈદ્ય મહાશયે ચલમમાં હિંગળોક પાવાથી એવું સખ્ત મ્હોડું આવી ગયું કે અનેક ઉપાયો કરવા છતાં પણ તે વાળી શકાયું નહિ, જેથી ગભરાઇને વૈદ્યરાજ પોબારા ગણી ગયા અને દરદી મૃત્યુની પળો ગણવા લાગ્યો. આ ઉપરથી તેના કુટુંબમાં અત્યંત ગભરાટ મચી રહ્યો, અને આજુબાજુના નામાંકિત વૈદ્યોના આવાગમનની ધમાલ મચી રહી; પરંતુ એક પણ ઉપાયથી ફાયદો ન થતાં દરદીની પ્રકૃતિ પળે, પળે વધારે લથડવા લાગી. એવામાં દૈવયોગે એક બાજીગર ત્યાં આવી ચડયો અને પોતાનો ખેલ પુરો કર્યા પછી સાપનો મ્હોરો, વીંછીની જડી, વશીકરણની બુટ્ટી વિગેરે બતાવી લોકો પાસેથી પૈસા મેળવવાની ખટપટ કરવા લાગ્યો. એ જોઇ કેઇએ તેને સદરહુ દરદીની વાત કરવાથી પોતે ત્યાં આગળ આવ્યો, અને જો તેને પચ્ચાશ રૂ. આપે તો તે દરદીને સારો કરવાની હામ બીડી. દરદીના કુટુંબીઓ તરફથી આ શરત તરતજ કબુલ કરવામાં આવ-

ત્યાંથી મહારી ત્યાંથી ઉઠી જંગલમાં જઇ કોઇ વનસ્પતિને લેઇ આ-
વ્યો અને તેનો ઉકાળો કરી દરદીને પાવાથી તરતજ પેશાબવાટે
પારો નીકળવા લાગી દરદી સ્વસ્થ થવા લાગ્યો, તેમજ બે, ત્રણ
દિવસ ઉપચાર કરવાથી તદ્દન સારો થઈ ત્યારબાદ પચ્ચાશ વર્ષ સુધી
જીવ્યો, અને એ અરસામાં તેને બે છોકરા અને પાંચ છોકરીઓની
પ્રજા થઇ.

આ બનાવ અત્રે સાઠેક વર્ષ ઉપર બનેલો હોવાથી આજથી
સુમારે વીશેક વર્ષ ઉપર સદરહુ દરદીના મુખથી આ હકીકત અમારા
સાંભળવામાં આવી હતી અને તેથી એવા અદ્દભુત ગુણવાળી કઇ
ઔષધિ હશે તેના શોધ માટે અહર્નિશ પ્રયત્ન ચલુ હતો પરંતુ
કોઇ પત્તો મળી શક્યો નહોતો, એવામાં આજથી સુમારે પાચેક વર્ષ
ઉપર પ્રખ્યાત યુનાની હકીમ અકબરખાનના ચરક, સુશ્રુતની માફક
પ્રમાણ ભૂત ગણાતા "તિબ્બ અકબરી" નામના ગ્રંથમાં વાંચવામાં
આવ્યું કે:—

જે મનુષ્યે કાચું રસાયન, હિંગળોક, રસકપૂર, પારો વિગેરે
ખાધુ હોય, અથવા ચલમમાં નાખી ધુમાડા મારફતે પીધું હોય તેના
લીધે તેના શરીર ઉપર ફોલ્લા, ચાંદા વિગેરે થઇ કોઢ જેવી દશા થઇ
હોય અથવા તો બીજો કઇ ઉપદ્રવ થયો હોય તો મગીના એક છો-
ડવાને મૂળ સહીં ઉપાડી લાવી કુટી ખોખરો કરી માટીના વાસણમાં
પાણી સાથે ઊકાળી લઇ પછી સવારના ભૂખ્યા પેટે દરદીને તેમ થી
એક પ્યાલો પાણી પાવું અને ત્યારબાદ દરેક દશ મિનિટે સદરહુ
ઊકાળાનું પાણી એક, એક પ્યાલો પાયા કરવું. એ મુજબ સાંઝ

સુધી એ પાણી પાયા કરવું અને કોઇપણ જાતનો ખોરાક આપવો નહિ જેથી સઘળો પારો પેશાબ માર્ગે નીકળી જાય છે. આ ઉપાય અસર કરે છે કે કેમ તેની ખાત્રી કરવી હોય તો સઘળો પેશાબ કાંસાના અગર તો ચીનાઇ માટીના વાસણમાં ઝીલી રાખવો જેથી તેના તળીએ ઠરેલો પારો દષ્ટિએ પડશે. જો કે આ ઇલાજથી એકજ દિવસમાં ફાયદો થાય છે, છતાં જો વધારે જરૂર જણાય તો બીજા દિવસે પણ એ પ્રયોગ કરવો અને જ્યારે પેશાબમાં આવતો પારો તદન બંધ થાય ત્યારે આ પ્રયોગ બંધ કરવો.

ઘણા પ્રયત્નના અંતે એકાએક આ પ્રયોગ વાંચવામાં આવ્યાથી, અને તેને વાપરવાની વિધિ તથા ફળશ્રુતિ ઉપરોક્ત બાજીગરના પ્રયોગને અક્ષરશઃ મળતી આવવાથી, પ્રસંગ મળતાં આજ સુધીમાં પાંચેક દરદીઓ ઉપર તેનો અનુભવ લેતાં ઘણુંજ ફત્તેહમંદ પરીણામ આવ્યું છે. ઊંટવૈદ્યોના હાથે તૈયાર થયેલાં કાચાં રસાયનો ખાઇને દર વર્ષે હજારો મનુષ્યોની જીંદગી જોખમમાં આવી પડે છે, તેઓને આ પ્રયોગ અવશ્ય ફાયદાકારક થઇ પડશે.

---

## ચણોઠી.

સં. ગુંજા ઉચ્ચટા હિ. ચિરમિટિ મ. ઘુંઘચી લા. Abrua precatorius.

વર્ણન—આખા હિન્દુસ્થાનમાં તેની ઉત્પત્તિ થાય છે, તેમજ તેનાં બીજ સોનુ તોલવામા વપરાતાં હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે; જેથી વિશેષ ઓળખાણની જરૂર નથી. એના લાલ, ધોળી અને

કાળી એવી ત્રણ જાતો થાય છે. જેમાં લાલ દરેક સ્થળે થાય છે. ધોળીની ઉત્પત્તિ એનાથી ઓછી થાય છે; અને કાળીની વધારે અછત છે.

જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ--ચણોઠીનાં બીજ કે જેને ગામડાના લોકો ચચુબોઇના નામથી પણ ઓળખે છે, તે આંખમાં પડેલા જુના ખીલો તથા ફુલાના માટે અકસીર ઇલાજ જણાયો છે. ખીલ તથા ફુલનું દરદ જ્યારે જુનું થાય છે. ત્યારે દરદીની આંખો ફરીથી દુઃખવા લાગ્યા શિવાય મટતુ નથી; માટે એવાં દરદીઓ સારૂં ચણોઠીનો ઉપયોગ કરવાથી તેની રક્તહીન એટલે લાલાશ વગરની શીકીકય થઇ ગએલી આંખો જોઇતો ક્ષોભ પામીને સરક્ત ( લાલ ) થાય છે, અને તેના લધે ખીલ અને ફુલાને જોઇતું રક્ત પહોચવાથી તેઓ ઓગળી જાય છે. આ કામ માટે સફેદ ચણોઠીનાં બીજના ઉપરનાં ફોતરાને કાઢી નાંખી અંદરનાં બીજને બારીક ખાંડી વસ્ત્ર ગાળ ચૂર્ણ બનાવી વીસ તોલા ગરમ પાણીમાં સિત્તેર ચણોઠીનું ચૂર્ણ નખી ચોવીસ કલાક ભીંજાવા દેઇ પછી પાણીને ગળી લેવું. આ પાણીનાં જુજ ટીપા આખમાં નાંખવાથી આંખો ઉઠી આવે છે અને ફુલાંને રક્ત પહોંચવાને ગળી જાય છે. જુના ખીલ અને વાપોડીઆ મટાડવાને માટે આ કરતાં જોરદાર પાણી કાય છે. એટલે ચણોઠીનું ઉપર કહેલી રીતે બનાવેલું ચૂર્ણ એક તોલો અને પાણી વીશ તોલા સાથે મેળવી ચોવીશ કલાક ભીંજાવી ગાળી લીધેલું. પાણી વપરાય છે

આંખનાં દરદોની સારવાર કરનાર પ્રસિદ્ધ નેત્રવૈદ્ય ડાક્ટર ડીવે-

કર જોકે ઉપર મુજબ પોતાનો અનુભવ બતાવે છે. પરંતુ ઇન્ડીયન પ્લૅન્ટસ ઍન્ડ ડ્રગ્સના કર્ત્તા નાડકર્ણી સાહેબ લખે છે કેઃ-બત્રીશ બીજ લેઇ તેઓના ઉપરનાં ફોતરાં કાઢી નાખી અંદરની મીંજને બારીક ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ બનાવી તે ચૂર્ણને સોલ ઔંસ એટલે એક શેર ઠંડા પાણીમાં ભીંજવી રાખવું અને પછી તેમાં બીજું સોળ ઔંસ ગરમ પાણી ઉમેરવું. જ્યારે તે ઠંડુ થાય ત્યારે ગળી લેવું અને જ્યાં સુધી આંખમાં પુરતી લાલાશ, સોજો વિગેરે ઊત્પન્ન થાય નહિ ત્યાં સુધી કેટલીએક વખત આ પ્રવાહીનાં ટીપાં આંખમાં નાંખવાં. ઘણું કરી એકાદ વખત આ પ્રવાહી આંખમાં નાખ્યા પછી આંખ દુઃખવા આવવાની પીડા શરૂ થાય છે. અને ત્યાર પછી બે, ચાર વખત આ પ્રવાહી આંખમાં નાંખવાથી બીજે દિવસે આંખમાં પોપચાંનો સખ્ત સોજો ઊઠી આવે છે; જે પ્રકૃતિ અનુસાર પાંચથી પંદર દિવસ સુધી લંબાય છે. ત્યાર બાદ તે ધીમે ધીમે ઘટતો જાય છે. અને દરદી ખીલ, તાપોડીયાં અથવા ફુલાથી મુક્ત થાય છે.

જો કે આ મુજબ તેમાં અજબ ગુણ રહેલો છે, તો પણ રતાશ-વાળી એટલે દુઃખવા આવેલી આખો તદન સારી થયા પહેલા જો તેનો ઉપયોગ કરવામા આવે તો ગુણુના બદલે અવગુણુ થાય છે એ વાત સુજ્ઞ વૈદ્યે ધ્યાનમાં રાખવી. ઊંટ વેદ્યોએ તો આ ઉપાય કદી પણ યોજવો નહિ. કેમકે એવા અર્ધ દગ્ધ વૈદ્યો આંખની ખરી સ્થિતિ પારખવાને નાલાયક હોય છે. પરંતુ સમજુ વૈદ્ય દુઃખવા આવેલી આંખો તદન સારી થયા બાદ જુના દરદો ઉપર આ પ્રયોગ વડે સારી રીતે યશ મેળવી શકશે.

આ પ્રયોગ અમે પણ કેટલાએક દરદીઓ ઉપર અનુભવી જોયો

છે. રતાશ વગરની ફીકી આંખવાળા દરદીની આંખમાં બે, ચાર વખત આ પ્રવાહી નાંખવાથી આંખો સુઝીને લાલચોળ થાય એટલે પછી પ્રવાહી નાખવાનું બંધ કરી દેઇને દરરોજ ઘી આંજવું. કોઇની પ્રકૃતિ વશાત્ આ પ્રયોગ માફક નહી આવવાથી આંખો અત્યંત સુઝી જઇ અસહ્ય પીડા થાય તો આંબલીનો ગર્ભ પાણીમાં ઓગાળીને તે પાણી આંખમાં આંજવું, તેમજ આંખની આજુબાજુ તેનો લેપ કરવો. એટલે આઠ, દશ દીવસમાં આંખો પાછી સારી થશે અને ખીલ, તાપોડીઆ કે ફુલાનું દરદ નાબુદ થશે.

આ સિવાય વળી ટાલ પડેલા માથા ઉપર વાળ ઉગાડવાનો એમાં અકસીર ગુણ માલુમ પડયો છે, અને એ કામ માટે તેનો ઉપયોગ કરવાની રીત પ્રખ્યાત નૃપતિ ભોજ પોતાના રાજમાર્ત્તંડ નામે ગ્રંથમાં એવી બતાવે છે કે:—ચણોઠીનાં ફોતરાં કાઢી નાખી કપડે ચાળેલો ભૂકો પાંચ તોલા લેઇ તેને ભાંગરાના રસના સાત પુટ દેવા પછી એલચી, જટામાંસી, કપુરકાચલી અને ઉપલેટ એ દરેક પાંચ તોલા લેઇ ખાંડી પાણી સાથે લસોટી ચણોઠીના ભૂકા સાથે મેળવી દેઇ તેમાં દશ શેર પાણી અને સાઠ તોલા તલનું તેલ મેળવી ઊકાળતા પાણીનો ભાગ બળી જઇને તેલ માત્ર બાકી રહે એટલે ગાળી લેવું. આ તેલ માથામાં નાખવાથી ટાલની જગ્યાએ નવા વાળ ઉગે છે. વળી જે સ્ત્રીઓને પોતાના વાળ વધારવા હોય તેઓના માટે પણ આ તેલ બહુ ઉત્તમ છે.

---

# ચંબેલી.

સં. જાતી. હિં. ચંબેલી, મ. જાઇ બં. ચામિલી લા. જેસ્મિનમ્ ફ્લેક્સાઇલિસ.

વર્ણન—ચંબેલીના વેલા થાય છે, એનાં ફુલો સફેદ બારીક પાંખડીનાં અને મધુરવાસવાળાં હોવાથી બગીચાઓમાં તેને ઉછેરવામાં આવે છે. પદાર્થોનો આકાર જુઇને મળતો હોય છે એ સર્વત્ર પ્રસિદ્ધ હોવાથી વિશેષ વર્ણનની જરૂર નથી.

જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ—ચંબેલીનાં કુમળા પાંદડાનો રસ તોલા બે અને એક રતી ભાર રાળની ભૂકી સાથે મેળવીને દરરોજ સવારમાં પીવું, આવી રીતે આ ઔષધનું દશ, પંદર દિવસ સેવન કરવાથી ગરમીનું દરદ તદ્દન નાબુદ થાય છે. ખોરાકમાં માત્ર ઘઉંની રોટલી, ભાત, ઘી, સાકર અને દુધ રોટલી એ ચીજોજ વાપરવી.

આ ઉપાય પ્રથમ શ્રી વ્યંકટેશ્વર પ્રેસ તરફથી છપાએલા બૃહન્નિઘંટ રત્નાકર નામે ગ્રંથના ઉપદંશાધિકારમાં વાંચવામાં આવેલ હતો, જે અનુભવ લેતાં અકસીર માલુમ પડયો છે. જો બરાબર પથ્ય રાખી ઉપયોગ કરવામાં આવે તો ગુહ્ય ભાગની ચાંદી, સાંધાઓનું જકડાવું, છાતી તથા માથાનો દુઃખાવો, શરીરે ગરમીનું ફુટી નીકળવું વિગેરે તમામ વિકારો એકદમ મટી જાય છે, અને દરદીને રસકપુર જેવી ઝેરી અગર તો સારસાપરેલા, પોટાસ આયોડીડ વિગેરે જેવી મોંઘી ઓષધિઓના સેવનની ખટપટમાં ઊતરવું પડતું નથી; એટલુંજ નહિ પરંતુ મંજીષ્ટાદિકવાથ અને કીશોર ગુગળના લાંબા સેવનથી પણ જે કાર્ય થતું નથી, તે કાર્ય માત્ર થોડાજ સમયમા આ ઔષધ કરી શકે છે.

**એક વિશેષ અનુભવ—ચંબેલીનાં** મૂળ, **અરડુસીનાં** મૂળ, **અ**કોલનું મૂળ, ગુગળ, બળબીજ **અને હાંસકીનું** મૂળ **એ ચીજો** સરખા ભાગે લેઇ ખાંડીને ચૂર્ણ બનાવવું. **આ** ચૂર્ણ **આસોતરી** એટલે ઝેંઝીનાં પાંદડાંમાં તમાકુના બદલે ભરી બીડીઓ વળાવવી. **એ** બીડીઓ પીવાથી ખાસીનું દરદ નાબુદ થાય છે.

---

## ડુંગળી.

**સં.** પલાંડુ, **હિં.** પ્યાજ, **મ.** કાંદા, **બં.** પેંયાજ, **ઇં.** Onin **લા.** Alium sepa.

**વર્ણન—** ડુંગળી સર્વત્ર **પ્રસિદ્ધ છે એની** લાલ તથા ધોળી એવી બે મુખ્ય જાતો છે, તેમાં ઔષધના કામમાં ધોળી જાત વિશેષ વપરાય છે.

**ઉપયોગ—**નાક વાટે પડતું લોહી બીજા કોઇપણ ઉપાયથી બંધ થતું ન હોય તો, એક ડુંગળીને ફોલી તેની બે ફાડો કરી તેમાંની એક ફાડને દરદીને ગળે બાંધી રાખવાથી પડતું લોહી તરતજ બંધ થાય છે. વળી એના રસના સંયોગથી હિંગળોકની ભસ્મ એવી ઉત્તમ થાય છે કે જે કોઇપણ જાતનો ઉપદ્રવ ન કરતાં ધાતુ પુષ્ટીનું કામ ઘણી સરસ રીતે બજાવે છે. એ ભસ્મ બનાવવાની રીત એવી છે કેઃ—

પાંચ તોલા હિંગળોકનો સમચોરસ આખો કટકો લેઇ તેને કપડામાં બાંધી પછી અરણીની છાલ અને પાંદડાંના ઉકાળાના પાણીથી ભરેલા એક હાલ્લામાં લટકતો રાખી ત્રણ દિવસ સુધી અત્યંત ધીમા અગ્નિથી બાફવો એ પ્રમાણે ખાટી કાંજી, ગૌ મૂત્ર અને લીંબુનો

રસ એ દરેકમાં ત્રણ, ત્રણ દિવસ ખાંડવો જેથી તેની અંદર રહેલાં સત્વગાં મલીન તત્વો દૂર થશે. આ રીતે શુદ્ધ થયેલા એ હિંગળોકના કકડાને એક માટીની મજબુત ડીબમાં મુકી તેની આસપાસ અડોઅડ દશ તોલા લવિંગની પાળ કરવી. પછી એ ડીબને ચુલે ચડાવીને નીચે અગ્નિ સળગાવવો. અને હિંગળોકના કટકા ઉપર થોડો, થોડો ડુંગળીનો રસ રેડવો. અગ્નિ મંદ, મંદ સળગાવવો અને એક વખત નાંખેલો રસ શોષાઇ જાય એટલે ફરીથી રેડવો. આ મુજબ રસ રેડવાની ક્રિયા વારંવાર કરતા જઇ ધીમે, ધીમે આઠ મણ ડુંગળીનો રસ પાઇ દેવો. અગ્નિ રાત્રિ દિવસ અખંડિત રાખવોજ જોઇએ એવો કંઇ નિયમ નથી, પરંતુ માત્ર આઠ મણ ડુંગળીનો રસ પાવો એજ હેતુ છે, અને તેથી દરરોજ ફુરસદ મુજબ કામ કરવું, પરંતુ એટલું યાદ રાખવું કે જ્યાં સુધી અગ્નિ સળગતો હોય ત્યાં સુધીમાં ડીબમાંનો હિંગળોક કોરો પડવા દેવો નહિ. કેમકે જો તે કોરો પડી જશે તો તેમાંનો પારો અગ્નિથી ગરમ થઇ ઉડી જશે.

આ પ્રમાણે તૈયાર કરેલો હિંગળોક વાટી શીશીમાં ભરી રાખી એકાદ, ચોમાસુ ગયા બાદ ઉપયોગમાં લેવો. દરદીનું બળ તથા દેશ, કાળ વિગેરેનો વિચાર કરીને ચોખા પુરથી એક રતી સુધીના માપમાં વાપરવો. વાયુનાં દરદોમાં તુળસીના રસમાં, પીત્તનાં દરદોમાં માખણ સાથે અને કફનાં દરદોમાં નાગરવેલના પાન સાથે કે મધમાં આપવો. એ સિવાય ધાતુક્ષીણતા, સુવારોગ, સંગ્રહણી, નપુંસકતા વિગેરે ઉપર પણ તેનો ઉપયોગ કરી શકાય છે. આ પ્રયોગ ચાલતો હોય ત્યારે ખાવાપીવાની બરાબર પરેજી રાખવી. ફક્ત દુધ, ભાત, ઘઉંની રોટલી અને ઘી એટલોજ ખોરાક લેવો. અને સ્રીસંગ ત્યાગ કરવો.

સોમલ, હરતાલ અને હિંગળોક જેવી ચીજોનો ઉપયોગ કરતા પહેલાં દરદીની જાત, પ્રકૃતિ, અહારવિહાર, બળાબળ વિગેરેનો પુરતો વિચાર કરવો જોઇએ. કેમકે વગર વિચારે આવી ચીજોનું સેવન કરવાથી ફાયદાને બદલે હમેશાં વિપરીત પરીણામજ આવે છે.

---

## તમાકુ.

**સં.** ક્ષારપત્રા, **હિં.** તમાખુ **મ.** તમ્બાખુ **ગુ.** તમાકુ **બં.** તમાકૂ **ફા.** તમાકૂ **અં.** તંબાકુ **ઇં.** Indian tobacco **લા.** Nicotina tabacum.

**વર્ણન**—તમાકુ દરેક જગ્યાએ મળતી હોવાથી તેની ઓળખાણની જરૂર નથી.

**ગુણ**—તમાકુ પીત્તકારક, તીખી, ગરમ, બસ્તીને શોધનારી, મદ ઉપજાવનાર, ભ્રમકારક, કડવી, દૃષ્ટિને મંદ કરનારી, સારક, ઊલટી કરનાર, વાયુને અનુલોમ કરનાર, કફ, ખાંસી શ્વાસ, વાયુ, કૃમિ, દાંતનાં દરદો અને જુ, લીખ, વીંછીનું ઝેર તથા સોજાનો નાશ કરનાર છે. "નિઘંટ રત્નાકર."

આ વસ્તુ થોડાક સમય ઉપર આ દેશમાં દાખલ થએલી હોવાથી પ્રાચીન ગ્રંથોમાં એના ગુણદોષનું વર્ણન જોવામાં આવતું નથી. પરંતુ માત્ર નિઘંટ રત્નાકર નામે અર્વાચીન ગ્રંથમાં તેના ઉપર મુખ્ય ગુણો લખેલા વાંચવામાં આવે છે અને એ ઉપરથી તેનો ખાસ ઉપયોગ શું છે તે નિશ્ચય થઈ શકતું નથી. પરંતુ હાલમાં અનુભવથી સમજવામાં આવ્યું છે કે બાળકોને થતી નડારી ઉધરસ કે જે ઊંટાં-

ટીઆના નામે ઓળખાતી હોય, દર વર્ષે હજારો નિર્દોષ બાળકોનો પ્રાણ લે છે તેના ઉપર એ અકસીર ઈલાજ છે, અને તે નીચે બતાવેલી રીતે વપરાય છે.

કાળો તમાકુનાં ડાંખળાં એક શેર લેઈ તેના કડકા કરવા, અને તેટલોજ સિંધવ લેઇ વાટીને ચૂર્ણ કરવું; પછો માટીની એક હાંલ્લીમાં પ્રથમ થોડાંએક ડાંખળાં પાથરી તેના ઉપર સિંધવ પાથરવો, અને તેની ઉપર પાછાં ડાંખળાં પાથરો ઉપર સિંધવ પાથરવો. આવી રીતે ડાખળાંઅને સિંધવનો અનુક્રમે એક બીજા ઉપર થર કરો તે હાંલ્લોને ચુલે ચઢાવી નીચે તાપ કરવો. જ્યારે તમાકુનાં ડાંખળાં બળો કોલસા જેવાં થાય એટલે નીચે ઊતારી તે ડાંખળાં તથા સિંધવને સાથે વાટી ભુકી કરવી. ડાંખળાંને બાળતી વખતે એવી સાવચેતી રાખવી કે તેની છેક રાખોડી થઇ જાય નહિ. પરંતુ માત્ર કોલસા જેવાં થાય એટલે નીચે ઊતારો ઠંડાં થયેથી સિંધવ સાથે ખરલ કરી ભૂકી બનાવીને બાટલીમાં ભરી રાખવાં.

બાળકની ઉમરના પ્રમાણમાં આ ભૂકી અડધાથી એક વાલ જેટલી લેઇ નાગરવેલના એક પાકા પાનના રસમાં મેળવી તેમાં બે ફોલેલી એલચીનું ચૂર્ણ મેળવી પાઇ દેવી. એ પ્રમાણે દિવસમાં બેથી ત્રણ વખત આ દવા આપવી. કદાચ કોઇ બાળકને એનાથી એકાદ ઊલટી થાય તો તેથી ગભરાવું નહિ, કારણ એમ થવાથી છાતીમાંથી કફની જાળ ઊલટી વાટે નીકળી જઈ વ્હેલો આરામ થશે.

ઊટાંટીઆ સિવાય બીજી સાદી ઉધરસમાં પણ આ દવા સારી અસર કરે છે. મોટા માણસને ખાંસીમાં આ દવા દિવસમાં બેથી, ત્રણ વખત દરેક સમયે એકથી દોઢ વાલ જેટલી અને બાળકને ઉમ-

રના પ્રમાણમાં ૦। થી એક વાલ જેટલી લેઇ મધ સાથે આપવાથી આરામ થાય છે. વરાધમાં ગરણીનાં એકાદ, બે બીજના ચૂર્ણ સાથે, અને સસણીમાં અરડુસીના રસ સાથે વાપરવાથી આરામ થાય છે.

સુરતના પ્રખ્યાત વૈદ્યરાજ શા. તિલકચંદ તારાચંદને આજથી લગભગ ત્રીશેક વર્ષ ઉપર કોઇ મહાત્માએ આ ઇલાજ બતાવ્યો હતો, જેનો પોતાનાં દરદીઓમાં અનુભવ લેતાં અકસીર જણાયાથી જાહેર- ખબરો છપાવી પેટંટ દવા તરીકે વેચવા માંડયો હતો, અને તેનો ઉપયોગ કરનાર દરેક બાળકને આરામ થતો હોવાથી તેની હજારો શીશીઓ ખપતી હતી. પરંતુ એ રોગથી પીડાતાં હજારો બાળકોની દયાની ખાતર સદરહુ વૈદ્યરાજની આજ્ઞાથી સને ૧૯૨૫ના જુલાઇ માસના વૈદ્યકલ્પતરૂ પત્રમાં એ ઇલાજ પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. ત્યારબાદ અમારા ઔષધાલયમાં પણ તેનો બહોળો અનુભવ લેવામાં આવ્યો છે; માટે તેનો વિશેષ પ્રચાર થવો ઘટે છે.

આ ઔષધ તૈયાર કરવામાં તમાકુનાં ડાંખળાં ઘણાં જાડાં કે થડ તરફનાં પોલાણવાળાં નહિ લેતાં પાંદડાંની વચમાંના ડાંડાજ લેવા. તમાકુનું વ્યસન આજકાલ ઘેર, ઘેર જડ ઘાલી બેઠેલું હોઇ સર્વત્ર નિંદાય છે, તેમાં પણ આવા ઉત્તમ ઔષધિય ગુણ સમાએલો છે એ જોઇ કુદરતની અગાધ લીલાનું ભાન થાય છે.

**વિશેષ અનુભવ**—શુદ્ધ કરેલો વચ્છનાગ ૦। તોલો, અફીણ ૦। તોલો, તમાકુના ઉપરોક્ત વિધિથી બનાવેલા ક્ષારનું ચૂર્ણ ૦॥ તોલો અને શુદ્ધ કરેલાં ધંતુરાનાં બીજ ૦। તોલો લેઇ ચૂર્ણ બનાવી પાણી સાથે ખરલ કરીને સરસવના દાણા જેવડી ગોળીઓ

બનાવવી, અને બાળકની ઊમરના પ્રમાણમાં દર ટાઇમે અડધીથી બે સુધી ગોળીઓ લેઇ પાનના રસ સાથે દિવસમાં ત્રણ વખત આપવી જેથી ઉટાંટીઆનું દરદ ભયંકર હોય તો પણ દુર થાય છે.

વછનાગને ગૌમૂત્રમાં ત્રણ દિવસ સુધી તડકે ભીંજવી રાખવાથી શુદ્ધ થાય છે. મૂત્ર દરરોજ નવું વાપરવું. ધંતુરાનાં બીજને એક પહોરવાર ગાયના દુધ સાથે ઊકાળવાથી શુદ્ધ થાય છે અને તેથી ત્યારબાદ તડકે સુકવીને ચૂર્ણ કરવું.

---

## તલવણી. ( આડીઆ કરહણ ).

**સં.** તિલપર્ણી, કર્ણસ્ફોટા, **હિં.** હુલહુલ, હુરહુર **મ.** કાનફોડી **ગુ.** તલવણી, કાગડીયું આડીઆકરહણ, ઓગે, પીળી તલવણી, સફેદ તલવણી, **લા.** Cleeme Viscosa.

**વર્ણન**—પીળી તલવણીના છોડવા ચોમાસે ઊગે છે, ને ૦ાા થી ત્રણ કે પાંચ ફીટ ઊંચા થાય છે. એ છોડવા એક તરસાની માફક લાંબા અને લાંબા એકલ ડાંડીએ ઊંચા વધી ગયેલા હોય છે, અથવા તો ઊંચી ચઢતી ઘણી શાખાઓવાળા એમ ઝુમરની માફક ભરાયેલા હોય છે. તેના ઉપર સાદા અથવા તો ગોળ મથાળાંવાળા ચીકણા વાળ આવેલા હોય છે, અને વળી આખા છોડવામાંથી અણગમતી ઊગ્ર વાસ નીકળતી હોય છે. એના છોડવાના નીચલા ભાગમાં ઘણું કરીને પંચપર્ણી અને ઉપરના ભાગમાં ત્રીપર્ણી પાન આવેલાં હોય છે. એનાં ફુલ પીળાં અને સીંગો ૦ાા થી ૩ાા ઇંચ લાંબી અને બે લાઇન જાડી હોય છે.

તલવણીનાં ધોળાં ફુલવાળી અને પીળાં ફુલવાળી એમ બે જાતો થાય છે, અને કેટલીએક જગ્યાએ તેને આડીઆકરસણ કે ખોરાના નામથી પણ ઓળખે છે, એ બન્ને જાતોમાં જો કે લગભગ સરખા-જ ગુણો રહેલા છે, તોપણ અત્રે લખેલા ગુણો પીળી જાતનાજ સમજવા,

**જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ**—આ વનસ્પતિ પ્લેગ જેવા ભયંકર દરદ માટે અકસીર માલમ પડી છે. એનાં ડાળાં, પાંદડાં, ફળ, ફુલ અને મૂળી સુદ્ધાં આખા છોડવાને પથ્થર ઉપર બારીક વાટી એક રૂા. જેવડી બે લુગદીઓ બનાવવી. પછી જે બાજુએ પ્લેગની ગાંઠ નીકળી હોય તે હાથની ધોરી નાડીની નસ ઉપર એક લુગદી સવળી બા-જુએ અને બીજી અવળી બાજુએ મુકી, મલમલના સ્વચ્છ કપડાનો તેના ઉપર પાટો તાણી બાંધવો. બે, ચાર કલાક પછી એ પાટો છો-ડવાથી અંગુઠાના એક આંગળા જેવડા કદનો ફોલ્લો ઉપડી આવશે તેને સોયથી ફોડો નાંખી ઝેરી પાણી નીકળી જવા દેઈ પછી ઘી ચો-પડવું; જેથી પ્લેગની ગાંઠ બેસી જઈ સેંકડે પંચાણું મનુષ્યને અવશ્ય આરામ થશે.

એકાંતરીઆ, ચોથીઆ વિગેરે ટાઢીયા તાવમાં પણ એનાં પાં-દડાંને વાટી ઉપર મુજબ લુગદી બનાવી જમણા હાથની કોણીની પાછલી બાજુએ મુકી તેના ઉપર એક ઠીકરી રાખી કપડાથી પાટો બાંધવો; જે ચાર, પાંચ કલાકે છોડવાથી ફોલ્લો ઉપડી આવશે આ ફોલ્લાને પણ ઉપર મુજબ સોયથી ફોડી ઘી ચોપડવાથી તાવ આવતો અટકી જશે.

વળી એના યોગથી હરતાલ, સોમલ, ત્રાંબા વિગેરેની ભસ્મ પણ સારી જાતની થાય છે અને તે નીચેની કૃતિથી તૈયાર થાય છે.

સારી રીતે શોધેલી હરતાલ અથવા સોમલ દોઢ તોલો લેઈ તેને એક કપડમાટી કરેલી માટીની હાંડલીમાં મુકી, તે હાંડલીમાં એક શેર આકડાનું દુધ, તથા તલવણીના રસને ઉકાળીને માવા જેવો ઘટ્ટ કરેલો દશ તોલા ઘન ભરી પછી તે હાંડલીના મ્હોડા ઉપર શરાવલું ઢાંકી સાંધા ઉપર કપડમાટી કરવી. ત્યારબાદ એક છાતી પુર ઊંડો ખોદેલો ખાડો અડધ સુધી અડાયાં છાણાંથી ભરી તેના ઉપર એ હાંડલી મુકી, ખાડાનો બાકી રહેલો ભાગ પાછો અડાયાં છાણાંથી ભરી અગ્નિ સળગાવી દેવો. જ્યારે અગ્નિ શિતળ થઇ જાય ત્યારે હાંડલીમાંથી હરતાલ અગર સોમલનો કાંકરો કે જે બરાબર ભસ્મના રૂપમાં થઇ ગયો હશે તે કાઢી લેઇ, ઝીણો ખરલ કરી શીશીમાં ભરી રાખવો, અને યોગ્ય અનુપાન સાથે શીતજ્વર, ત્રિદોષ, મરકી, મંદાગ્નિ, વાયુનાં દરદો વિગેરેમાં આપવો. દર ટાઇમે હરતાલ આપવાનું માપ ⌊થી ⌊⌊ રતી અને સોમલનું ⌊ ચોખાપુર છે. આ રીતે કરવામાં આવેલો ભસ્મ ગરમ હોય છે, માટે તે દરદીને આપ્યા પછી તરતજ દુધ પાવું અને ખોરાકમાં માત્ર દુધ ભાતનોજ આહાર કરવાને કહેવું.

શુદ્ધ કરેલાં ત્રાંબાનાં કાંટે વિંધાય એવાં બારીક પત્રાં બનાવી અગ્નિમાં તપાવી, તપાવીને એના રસમાં સાત વખત બુઝાવવાં, પછી એ પત્રાંને સાત દિવસ સુધી એના રસમાં ભીંજવી રાખ્યા બાદ તેનાં પાંદડાંને વાટી લુગદી બનાવી તે લુગદીમાં ત્રાંબાનાં પત્રાં રાખી, લુગદીને શરાવલાંના સંપુટમાં મૂકી કપડમાટી કરી એકાદ, બે વખત ગજપુટનો અગ્નિ આપવાથી કંઇક ધોળાશ પડતા આશમાની રંગની ઊત્તમ તામ્ર ભસ્મ તૈયાર થાય છે. આ ભસ્મ એક રતી લેઈ તેમાં સુંઠ, મરીઆં અને લીંડીપીંપર સરખા ભાગે લેઇ કરેલું ચૂર્ણ એક

વાલ, તેમજ કપુર અને કીરણનાં મુળનું ચૂર્ણ એ દરેક પણ એક, એક વાલ મેળવી નાગરવેલના પાનમાં નાંખી ચાવી જઇ ગોદડું ઓઢી સુઇ જવાથી મેલેરીઆ કે ટાઢીઆ તાવનો અત્યંત બળવાન વેગ પણ અડધાથી એક કલાકમાં શાન્ત થાય છે.

આ દવા ભૂખ્યા પેટેજ આપવી, તેમજ દવા ખાઇને ઉપર પાણી પણ પીવું નહિ. જો નાગરવેલનું પાન ન મળી આવે તો તુલસીના પાન બેનંગ આપવાં, અને તાવનો વેગ ઉતર્યા બાદ માત્ર દુધ ભાતનોજ ખોરાક આપવો, વળી આ વનસ્પતિના સંયોગથી તામ્ર ભસ્મ કરવાની બીજી રીત એવી છે કે ત્રાંબાનાં કાંટે વિંધાય એવાં બારીક પતરાં કરીને અગ્નિમાં તપાવી, તપાવીને એના રસમાં સો વખત બુઝાવવાં અને પછી એના રસ સાથે શરાવ સંપુટમાં મુકી કપડમાટી કરી સાત વખત ગજપુટનો અગ્નિ આપવો તેથી ઉત્તમ ભસ્મ થાય છે. એના યોગથી ચાંદીની પણ ભસ્મ તૈયાર થાય છે અને તે કરવાની રીત એવી છે કે ચાંદીના ચોખ્ખા વર્ખ લેઈ એના રસમાં ત્રણ દિવસ સુધી શરાવ સંપુટમાં બંધ કરી ગજપુટનો અગ્નિ આપવો. આવા બે, ત્રણ ગજપુટ આપવાથી ઉત્તમ ભસ્મ થાયછે.

વળી આ વનસ્પતિના બીજા જે અત્યુત્તમ ગુણો અનુભવમાં આવ્યા છે તે એ છે કેઃ—

એનાં બીજને વાટી ચૂર્ણ કરી તેમાંથી દરરોજ સવાર, સાંઝ બબ્બે તોલા જેટલું લેઇ તેમાં તેટલીજ સાકર મેળવીને ખાવાથી વાયુના દોષે થયેલું અર્શનું દરદ પંદર દિવસમાં નાબુદ થાય છે. આ પ્રયોગ ચાલતો હોય ત્યારે માત્ર ઘી, ખીચડી અને છાશનોજ ખોરાક રાખવો.

એનાં સુકાં પાંદડાંને અંગારાં ઉપર નાંખી ઘરમાં ધૂમાડો કરવાથી મચ્છર, ચાંચડ વિગેરે રોગોત્પાદક ઝેરી જંતુઓનો નાશ થાય છે. મેલેરીઆ, ટાઇફોઇડ, પ્લેગ વિગેરે દરદોની ઝેરી હવા ચાલતી હોય ત્યારે આવી રીતે દરરોજ કરવામાં આવતો ધુપ અત્યંત ફાયદાકારક થઇ પડે છે.

આ ઔષધિમાં વિશેષ ચમત્કારીક ગુણ તો વળી એ રહેલો છે કેઃ—એનાં પાંદડાંના રસમાં એનાં બીજને બારીક ખરલ કરીને કપાળ ઉપર બે, ત્રણ દિવસ ચોપડવાથી જાદુની માફક આદાશીશીનું દરદ નાબુદ થાય છે, અને તેથી "કેફીન સાઇટ્રસ" જેવી મગજના જ્ઞાન તંતુઓનો પક્ષઘાત કરનારી અથવા તો એન્ટીપાયરીન જેવી હાર્ટને નબળું પાડનારી બહુમુલ્યી વિદેશી દવાઓનો ઉપયોગ કરવાની જરૂર રહેતી નથી.

---

## તીવર.

**સં.** કુંદળી, **હિ.** સાગ કુપ્પા, **બં.** વનજુઇ, **તા.** સેગંનકુપી, **મ.** રાનજુઇ, કોપવલ **ગુ.** તીવર, **ઈં.** પીટીટ ફીવર લીવ્ઝ, **લા.** **Clorodendron *Merme*.**

**વર્ણન**—આ ઔષધિ કે જે સુરત જીલ્લામાં તીવરના નામથી અને મુંબાઇમાં પીટીટ ફીવર લીવ્ઝ એટલે પીટીટનાં તાવનાં પાંદડાંના નામથી ઓળખાય છે, તે સુરતથી માંડીને સીલોન સુધી સમુદ્ર કિનારે થાય છે, એનાં ઝાડવાં ત્રણથી સાતફીટ જેટલી ઊંચાઇનાં અને આડી અવળી શાખાઓવાળાં થાય છે. પાંદડાં સામ સામે આવેલાં હોય

કેટલીએક વખતે ત્રણ ત્રણ સાથે હોય છે, અને તેઓનું કદ ાાા થી ૧ાા ઇંચ જેટલું હોય છે, જ્યારે તેઓ કોમળ હોય છે ત્યારે કેટલાં એક રાખોડી જેવા રંગનાં હોય છે, અને તળીએથી ખરપડા જેવાં આકારનાં હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી ાાા થી ૧ાા ઇંચ જેટલી લાંબી હોઇ તે દરેકના પોલવાળા ગર્ભાશયની અંદર ખૂણામાં આદિબીજ લાગેલાં હોય છે. ફુલનો બાહ્યકોષ રાખોડીયા રંગનો અને અંદરનો ભાગ ધોળો હોય છે. પુષ્પ નળી ાાા ઇંચ લાંબી અને ચળકતી હોય છે. તેઓના ખૂણીઆ ½ ઈંચ પ્રમાણના લંબ ગોળ હોય છે. એનાં ફળો ાાા થી ½ ઈંચ જેટલા વ્યાસના હોઇ તે પાકે છે ત્યારે તેમાં બાહારનો ભાગ રસવાળો અને અંદરનો ભાગ નાળીએરની બળી જેવો ચીવટ થાય છે. અને તે ભાગવાથી ચાર ભાગમાં વ્હેંચાઇ જાય છે. આ ઔષધિની કેટલીએક જાતો છે. જેઓના પાંદડાંના આકારમાં અને ફળના કદમાં ફરક પણ માલુમ પડે છે.

**ગુણ તથા ઉપયોગ**—પ્રાચિન વૈદ્યક ગ્રંથોમાં એનું વિશેષ વર્ણન જોવામાં આવતુ નથી. પરંતુ મુંબાઇના સર દીનશા માણેકજી પીટીટ સી૦ આઇ. ઇ. બૅરોનેટ સાહેબે તેનો અનુભવ લેતાં દરેક જાતના તાવો ઉપર તેનાં પાંદડાંનો ગુણ એટલો બધો અકસીર માલુમ પડયો છે કે, આજકાલ તેના ખરા નામના બદલે માત્ર પીટીટનાં પાંદડાંના નામથી ઓળખાય છે. એના ગુણોથી લોભાઇને ડૉકટર ડીમક, ડૉ. એનસ્લો. ડૉ. હુપર વિગેરે બીજા નામાંક્તિ તબીબોએ પણ તેનો પુષ્કળ અનુભવ લેઇ પોતપોતાનો સંતોષ જાહેર કર્યો છે. એ પાંદડાંનો કેવી રીતે ઉપયોગ કરવો તે સબંધિ લખતાં પીટીટ સાહેબ પોતાના લેખમાં જણાવે છે કેઃ—

એ પાંદડાં સુરત જીલ્લામાં તીવરના નામે અને મુંબાઇમાં પીટીટ ફીવર લીવ્ઝના નામે ઓળખાય છે, અને તેઓ સમુદ્રના કિનારે ઝાડવાંના આકારે થાય છે. દરેક જાતના ફીવરો ( એકાંતરીઓ, ચોથીઓ, સતત જ્વર વિગેરે તાવો ) લુ લાગવાથી આવતો તાવ, અને જંગલની સુકા ઘાસની હવાથી આવતા તાવો માટે પણ મને તે ઘણું અક્સીર માલુમ પડયાં છે.

ઘણાએક કેશો કે જેમાં કિવનાઇન ધારેલી અસર કરવામાં નિષ્ફળ જાય છે, તેમાં પણ આ પાંદડાં ફતેહ મેળવે છે. અને જેઓએ તેને વાપર્યાં છે તેઓ પૈકી કોઇએ પણ તેનાથી કંઇપણ ઉપદ્રવ થવાની ફર્યાદ મારી આગળ કદી કરી નથી.

વળી તે લોહીને સુધારનાર હોવાથી ખસ અને બીજાં ચામડીનાં દરદો ઉપર સારી અસર કરે છે.

**તાવ ઉપર એનો ઉપયોગ કરવાની રીતો આ પ્રમાણે છે:—**

૧ નાગરવેલના પાન સાથે અથવા તો એમને એમ આ પાંદડાં મોટાં માણસે દર ટાઇમે ૭ થી ૧૫ પાંદડાં દિવસમાં ત્રણ વખત ચાવવાં, બચ્ચાંઓને બેથી ચાર પાંદડાં આપવાં.

**૨ ચાહના સ્વરૂપમાં નીચે મુજબ તૈયાર કરી આપવામાં આવે છે.**

પંદરથી ત્રીસ પાંદડાં લેઇ તે દરેકના બે, બે, ત્રણ, ત્રણ કકડા કરી એક ઢાંકણા વાળી ચીનાઇ માટીની ચાહદાનીમાં નાંખી તેમાં ચાહ પીવાના દોઢ પ્યાલા જેટલું ઉકળતું પાણી નાંખવું. જો સુકાં પાંદડાં હોયતો ૩૫ થી ૪૦ નાંખવાં, અને તેમાં કાળા મરીઆના ૫ થી ૧૦ દાણા ખોખરા કરીને નાંખવા અને પાણી ઠંડુ પડતા સુધી ઢાંકણું ઢાંકી રાખવું. પછી ચાહદાનીને ઉઘાડો તે પાણી કપડકડે

નીચોવી ગાળી લેવું, અને સવાર, બપોર તથ. સાંઝ એમ દરેક વખત મોટા માણસે એક, એક વાઇન ગ્લાસ ભરીને પીવું. બાળકને તેની ઉમરના પ્રમાણમાં આપવું. જો મરજી હોય તો પીતી વખતે તેમાં થોડી એક સાકર ઉમેરવી.

### ૩ જો ટીંકચરના સ્વરૂપમાં વાપરવું હોય તો:—

આ પાંદડાંને હવા આવે તેવી છાંયા વાળી જગ્યાએ સુકવતાં તે સુકાઇ ચીમળાઇ જાય ત્યારે તેમાંથી દશથી વીશ તોલા જેટલાં લેઇ એક બાટલી રેક્ટીફાઇડ સ્પિરિટમાં અથવા તો મહુડાંના બેવડા દારૂમાં, બ્રાન્ડીમાં કે નરમ જાતના દારૂમાં ભીંજવી એક બાટલીમાં ભરી મજબુત બુચ મારી પાંચથી સાત દિવસ સુધી રહેવા દેવાં. દરરોજ એકાદ, બે વખત બાટલીને હલાવતા રહેવી. ત્યારબાદ એને ફીલ્ટરથી અથવા તો કપડાથી ગાળી લેઇ બીજી બાટલીમાં ભરી રાખવું.

એમાંથી એકથી પાંચ વર્ષના બાળકોને દિવસમાં ત્રણ વખત દર ટાઇમે ૬ થી ૧૦ ટીપાં, ૬ થી ૧૦ વર્ષના બાળકોને ૧૦ થી ૧૫ ટીપાં, ૧ થી વીશ વર્ષની ઉમરવાળાને ૧૫ થી ૩૦ ટીપાં અને તેથી મોટી ઉમરના દરદીઓને ૩૦ થી ૬૦ ટીપાં જેટલું ઔષધ ચારગણા પાણી સાથે મેળવીને આપવું.

### ૪–જો સરબત બનાવીને વાપરવું હોય તો:—

એનાં પાંદડાંને હવા આવે તેવે છાંયા વાળી જગ્યામાં ચાર, પાંચ દિવસ સુકવવાં. પછી દરેક પાંદડાંના બે, બે, ત્રણ, ત્રણ ટુકડા કરી તેમાંથી વીશ તોલા પાંદડાં લેઈ તેને એક ચાહાદાનીમાં નાંખી તેમાં સવા બાટલી ઊકળતું પાણી નાખવું. પછી ઢાંકણું ઢાંકી એકાદ, બે દિવસ રહેવા દેઇ ત્યારબાદ તે પાંદડાંને સારી પેઠે ચોળીને એ

પાણીને કપડાથી ગાળો લેવું અને પછી તે પાણીના વજન જેટલી તેમાં ચોખ્ખી સાકર ઉમેરીને મંદાગ્નિથી શરબત બનાવી લેવું.

મોટા મનુષ્યને ॥ થી એક વાઇન ગ્લાસ જેટલો આ શરબત તેટલાજ પાણી સાથે મેળવીને દરેક ટાઇમે આપવો, બાળકોને તેઓની ઉમરના પ્રમાણમાં નાની ચમચીથી મોટા ચમચા જેટલો પાવો. દરેકને દિવસમાં ત્રણ વખત આપવો.

**૫–જો આ પાંદડાં ગોળીના સ્વરૂપમાં વાપરવાં હોય તો:**

પાંદડાંને છાંયાવાળી જગ્યામાં સારી રીતે ભાગી જાય તેવાં સુકવી પછી તેઓને ખાંડીને ચૂર્ણ કરવુ. એ ચૂર્ણ જો દશ તોલા હોય તો તેમાં બે તોલા સુંઠનું ચૂર્ણ મેળવીને પછી બાવળના ગુંદરના પાણીમાં તેની મરીઆના દાણા જેવડી ગોળીઓ વાળવી અને ચીનાઈ માટીની રકાબીમાં મુકીને બે, ત્રણ દહાડા સારી પેઠે સુકાવા દેઇને પછી કાચના બુચવાળી બાટલીમાં ભરી રાખવી. એકથી દશ વર્ષનાં બાળકોને દર ટાઇમે ૦। થી એક ગોળી, ૧૦ થી ૧૫ વર્ષની ઊમરવાળાઓને એકથી દોઢ ગોળી અને તેથી મોટી ઊમરવાળાઓને બે થી ત્રણ ગોળીઓ દિવસમાં ત્રણ વખત આપવી.

આ ઔષધીમાંથી ગોળીઓ બનાવવાની બીજી પણ એક રીત એવી છે કે:—તીવરનાં પાંદડાં, શેકેલી હિંગ, લીંડીપીપર, ચરીયાતુ, ઇંદ્રજવ, ટીકામારી, એળીઓ, કાળીજીરી, કાંકચનાં બીજના મગજ, કડુ અને લિંબડાનાં પાંદડાં એ બધી ચીજો સરખા વજને લેઇ ખાંડી ચૂર્ણ કરી તેમાં બાવળના ગુંદરનું નીતર્યું પાણી મેળવી સારી પેઠે ઘુંટીને ચણા જેવડી ગોળીઓ કરવી, અને તે સારી પેઠે સુકાયા બાદ કાચના બુચવાળી બાટલીમાં ભરી રાખવી. આ ગોળીઓ મોટા મનુ-

અને દર બે, બે કલાકે ત્રણ, ત્રણ અને બાળકોને તેઓની ઉમરના પ્રમાણમાં આપવી.

આ ઔષધિની ઉપર બતાવેલી કોઈપણ જાતની બનાવટ વાપરવાથી તાવ ઉતરી જવાની સાથે જો શરીર વધારે ઠંડુ પડી ગયેલું જણાય તો ગરમી લાવવા સારૂ એકાદ, બે ચમચા બ્રાન્ડી અથવા તો સુંઠ, મરીઆંનો ઉકાળો પાવો.

તાવની બિમારી માટે આ પાંદડાંનો કેવી રીતે ઉપયોગ થાય તે સબંધિ એ પ્રમાણે વિસ્તારથી સમજાવવા ઉપરાંત, ખસના માટે તેનો ઉપયોગ કરવાની રીત વિષે લખતાં તેઓ સાહેબ જણાવે છેકેઃ—

લીલાં અથવા સુકાં પાંદડાંને પાણી સાથે વાટી લાહી જેવાં બનાવી, તેમાં થોડું એક તલનું તેલ ઉમેરી દરદવાળા ભાગ ઉપર લગાડવું અને તે થોડા એક કલાક સુધી રહેવા દેઇ પછી ધોઇ નાખવું. સાંઝે પણ એ મુજબ કરવું અને દરદ નાબુદ થતાં સુધી એ પ્રમાણે પ્રયોગ ચાલુ રાખવો.

જો આખા શરીરે ખસ ફુટી નીકળી હોય તો, આ પાંદડાંને થોડાએક પાણી સાથે ઉકાળી પછી તે પાણી કપડાથી ગાળી લેઇ બીજા પાણી સાથે મેળવીને ન્હાવાના ઉપયોગમાં લેવું.

" મેટેરીયામેડિકા ઑફ વેસ્ટર્ન ઇન્ડીઆ " નામે પુસ્તકના કર્ત્તા વિદ્વાન ડૉકટર ડીમક સાહેબ આ વનસ્પતિ સબંધિ જે અભિપ્રાય આપે છે તેનો સારાંશ એવો છે કેઃ-આ ઔષધિના ગુણો પૂર્વ હિન્દુસ્તાન, જાવા અને કોચીનમાં ઘણી વિસ્તૃત રીતે જાણીતા છે, અને મુંબાઇ ઇલાકામાં તાવની દવા તરી તેણે ઘણું માન મેળવ્યું છે. એનો રસ અતિશય કડવો અને કંઇક અંશે રેચક છે. ઉટાકામંડના

ગવર્નમેન્ટ કિવનોલોજીસ્ટ ડૉક્ટર હુપરે એનું પૃથક્કરણ કરી જોયું છે, અને તેમાંથી ચરીયાતાને મળતું કડવું તત્ત્વ તથા શોફેલિક એસિડ જેવો પદાર્થ જુદો પાડયો છે. વળી ઇથરની મદદથી એનું તત્ત્વ ખેંચી કડવાશ પણ દુર કરવામાં આવ્યો છે. ઑનરેબલ સર દીનશા માણેકજી પોટીટે એનો બહોળો ઉપયોગ કર્યો છે, અને જેમાં કિવનાઇન નિષ્ફળ જાય છે તેવા કેશોમાં પણ એનાથી ફત્તેહ મેળવી છે.

ડૉકટર એન્સ્લી જણાવે છે કે એનાં પાંદડાં અને મુળીઆંનો રસ કંઠમાળમાં રકતશોધક તરીકે અકસીર છે, અને તે દર ટાઇમે મોટા ચમચાપુર જેટલો લેઇ પાણી સાથે મેળવીને આપવામાં આવે છે. ડૉકટર રીડ જણાવે છે કે તેનાં પાંદડા માત્ર તાવ ઉપરજ અકસીર છે એમ નથી, પરંતુ તેની પોટીસ કરીને મુકવાથી તે ગાંઠને પણ ઓગાળી નાંખે છે, અને તેના ઊકાળાના પાણીએ નહાવાથી દીવાનાપણું મટે છે.

ઉપર મુજબ જુદા જુદા પ્રતિષ્ટિત પુરૂષોના આ ઔષધિ માટે અભિપ્રાયો છે. વળી કિવનાઇનની માફક કાનની બહેરાશ, ભૂખનો નાશ, તાવના તિક્ષ્ણ સ્વરૂપને દબાવી દેઇ શરીરમાં જીર્ણજ્વરની જડ ઘાલવી વિગેરે કંઇ પણ ઉપદ્રવ તેનાથી થતા નથી. વાપરવાની રીત સરળ છે અને વળી સસ્તા ભાવે પુષ્કળ જથ્થામાં મળી શકે તેમ છે; માટે નામદાર સરકાર અથવાતો દેશી ઔષધો તૈયાર કરનારી કોઇ પ્રતિષ્ટિત ફાર્મસી તેની યોગ્ય બનાવટ તૈયાર કરી પ્રચારમાં લાવે તો વિશેષ ફાયદો થવા સંભવ છે.

# દારૂડી.

**સં.** હેમક્ષીરી, સુવર્ણક્ષીરી, પીતદુગ્ધા. **હિં.** સત્યાનાશી, પીસોળા, **મ.** કાંટેધોત્રા. **ગુ.** દારૂડી, દારૂડીઓ એખરો. **બં.** શીઆળકાંટા **લા.** Argemone Mesoicana.

**વર્ણન**—એના છોડવા ભસ્મી રંગના થતા હોઇ તે બેથી ચાર ફીટ ઊંચા થાય છે. આખા છોડવા ઉપર ઘણું કરી તીક્ષ્ણ ઝીણા કાંટા આવેલા હોય છે. એનાં પાંદડાં ભોંટકંટાનાં પાંદડાં જેવા લાંબાં અને કોરે કપાએલાં હોય છે. ફુલ પીળા રંગનાં અને ફળો લંબગોળ કાંટાવાળાં હોઇ તે પાકે છે ત્યારે તેમાંથી બંદુકમાં ફોડવાના દારૂની કણીઓ જેવાં કાળાં બીજ નીકળે છે. આ છોડવાનો કોઇપણ ભાગ તોડતાં તેમાંથી હરતાળના જેવો પીળા રંગનો રસ નીકળે છે. શિયાળાની શરૂઆતમાં રસ્તાની બાજુએ, ખેતરોમાં, તેમજ ખાડા ખાબોચીઆમાં અને આડે વગડે આખા હિન્દુસ્થાનમાં તે ઊગે છે.

**જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ**–ગણ નિઘંટુકાર કહે છે કે:—

**तस्य क्षीरं बिन्दुमात्रं नेत्रे क्षिप्तं घृतप्लुतम् ॥**
**शुक्रं चाधिमांसंच नेत्रांध्यं चवनाशयेत् ॥**

એનું દૂધ એકાદ ટીપું લેઇ ઘી સાથે મેળવી આંખમાં આંજવાથી ફુલાને, અધિમાંસને અને નેત્રાંધપણાને દૂર કરે છે.

ખરેખર નિઘંટકારના કહેવા મુજબ એના ગુણો અનુભવમાં આવ્યા છે. દુઃખવા આવેલી આંખો, વાવલાં અને ફુલાના માટે તો આ રામબાણ દવા છે. તેમજ લાંબો વખત આંજવાનું જારી રાખવાથી આવેલી આંખો, તેની ગરમી, રતાશ, વાવલાં, ફુલાં, ખીલ, ગલોડીઆં, છારી, વેલ, થનો મોતીઓ, ઝામરવા. આંખમાંથી આંસુ

ટપકવાં, તેજની અસહનતા, રતાંધળાપણું. ઝાંખ વિગેરેને પણ દૂર કરી દષ્ટિના તેજમાં વધારો કરે છે. આંખનાં દરદો માટે બીજી અનેક દવાઓ વપરાય છે, પરંતુ જો તેઓ સંભાળથી ન વપરાય તો તે-માંની ઘણીખરી જોખમકારક નીવડે છે. પરંતુ આ ઔષધ નિર્ભય હોવાથી આંખનું વાવલું અને ફુલું મટાડવામાં સર્વોપરીપદ ભોગવે છે, વળી તેને વાપરવાની રીત ઘણી સરળ છે. આ વનસ્પતિ ઉત્પન્ન થવાની મોસમમાં છોડવાની ડોચ તોડનાં તેમાંથી જે પીળું દુધની-કળી આવે છે, તે ત્રણઘણા ઘી સાથે મેળવી ખુબ ઘુટી એક ડબીમાં ભરી રાખવું અને તેમાંથી દરરોજ સવાર, સાંઝ થોડું થોડું કાજળ-ની માફક આંજવું.

દારૂડી ઉત્પન્ન થવાની મોસમ સિવાયની બીજી રૂતુમાં વાપર-વાને માટે એનું ક્ષીર–દુધ જાળવી રાખવું હોય તો એક ઘી ચોપ-ડેલી થાળીમાં એનું દુધ બે ઈંચ જેટલા દળથી ભરી ધૂળ ન પડે તેમ તડકામાં મુકી સુકાવા દેવું. સુકાઇને જ્યારે તેનો પુડલા જેવો આકાર બને ત્યારે છરીવડે ઊખડી એકત્ર કરી તેની ટીકડીઓ અથવા વાટો બનાવવી; અને તે તડકે સુકવી એક ડબી અગર શીશામાં ભરી રાખવી. જે જરૂર હોય ત્યારે દુધ અથવા તો ઘીમાં ઘસીને આંજવી.

એના દુધને તડકે સુકવી ચૂર્ણ કરવાથી આયડોફૉર્મ નામે ઈંગ્રિજી દવાના જેવાજ રંગરૂપવાળી ભૂકી તૈયાર થાય છે, જે આયડો-ફૉર્મની માફકજ ચાંદાં, ચાંદી વિગેરે ઉપર દાબવાને કામ લાગે છે. એનાં બીજમાંથી તેલ નીકળે છે જે સાકરના ગાંગડા ઉપર ૩૦ ટીપાં જેટલું આપવાથી પેટના દુખાવા ઉપર જાદુઇ અસર થાય છે.

---

# દાડીમ.

**સં**. દાડીમ, હિં. અનાર. **મ**. ડાળિંબ. ગુ. દાડમ. **લૅ**. પ્યુનીકા ગ્રાનેટમ.

વર્ણન--સર્વ સ્થળે પ્રસિદ્ધ છે જેથી વિવેચનની જરૂર નથી.

**ગુણદોષ**—

**तत्पुष्पंच पुनर्ज्ञेयं नासास्त्रगति नाशनात् ॥**
**दाडिमत्वक् क्रुमिघ्ना च ग्राही रक्तातिसारहा ॥ शो. नि॥**

દાડમનાં ફૂલોનો રસ સુંઘવાથી નાકે પડતા લોહીને દુર કરે છે, અને છાલ ક્રૃમિનાશક, મળને રોકનાર તથા લોહી પડતા ઝાડાને કરનાર છે.

આ અભિપ્રાય ઉપરથી જણાય છે કે એની છાલ ક્રૃમિને મટાડનારી છે, પરંતુ કઇ જાતના ક્રૃમિને દુર કરે છે તેનો એ ઉપરથી નિર્ણય થઇ શકતો નથી, કિન્તુ દેશી ઓષધો સમ્બંધિ અનુભવ લેનારા વિદેશી તબીબોને તે ચપટા કરમ ઉપર અત્યંત અકસીર જણાઇ છે, અને તેથી તેના સમ્બંધમાં લખતાં બ્રિગેડ સરજ્યન સી. જોઇન્ટ એમ ડી. જણાવે છે કે;–દાડમનાં મૂળની છાલ જેવી નિશંક રીતે ફાયદો કરનારી ચપટા કરમ માટે બીજી કોઇપણ દવા નથી, પરંતુ ઘણાખરા તબીબો તરફથી તે યોગ્ય રીતે આપવામાં આવતી નથી; હું તેનો નીચે મુજબ રીતથી ઉપયોગ કરૂંછું.

એનાં મૂળની છાલ પાંચથી સાત તોલા જેટલી લેઇને અઢીશેર ઠંડા પાણીમાં ચોવીસ કલાક સુધી ભીંજાવી રાખું છું, ત્યારબાદ ચોળી મસળીને એ પાણીને ગાળી લેઇ પછી સવાશેર પાણી બાકી રહે ત્યાં

સુધી ઊકાળું છુ; અને પછી તેના ત્રણ ભાગ કરી દર બે કલાકે એક, એક, ભાગ ભૂખ્યા પેટે દરદીને આપવો શરૂ કરૂં છું. તે આપ્યા પછી સહી સલામતપણે ઝડપથી આનંદ સાથે અને હોજરીમાં કંઇપણ દુ:ખ કર્યા સિવાય અથવા બીજો કંઇ પણ કંટાળો આપ્યા સિવાય પોતાની અસર કરે છે. ચપટા કરમમાં જ્યારે બીજી દવાઓ નિષ્ફળ થાય છે. ત્યારે આ દવા આપવાથી હું કોઇપણ દિવસ નાસીપાસ થયો નથી. એનાથી કૃમિ પડી જાય છે, અને તે ફરીથી થતા નથી.

શહેરાનપુરના આસિસ્ટંટ સરજ્યન સાહેબ જણાવે છે કે:—ઉપરની રીત મુજબ આપવાથી ચપટા કૃમિ માટે તે ઘણી કિંમતી દવા છે, એ આષધ આપ્યા બાદ પાછળથી એરંડીયું આપવાથી બધા કૃમિ ઝાડાવાટે બહાર નીકળી જાય છે.

સરજન મેજર બોચ સાહેબ જણાવે છે કે:-ચપટા કૃમિને માટે તે પહેલા નંબરનું ઔષધ છે.

બંગાળાના સીવીલ સરજન ડી. બાસુ લખે છે કે:—નસકોરી ફુટવાના થોડાએક કેસોમાં એનાં ફુલોનો રસ સુંઘાડવાથી હું ફત્તેહમંદ થયો હતો.

---

## ધંતુરો.

**સં.** ધત્તુર, કનક. **હિં.** ધંતુરા, **મ.** ધોત્રા. **લા.** Datura alba & D. fostoosa.

**વર્ણન**—ધંતુરાના છોડવા ઘણું કરીને બારે માસ હોય છે, અને તે દરેક જગ્યાએ મળી આવે છે; તેથી તેના વર્ણનની જરૂર નથી. કાળા ફુલની, ધોળા ફુલની વિગેરે તેની જાતો થાય છે, જે

દરેક ઔષધમાં ઉપયોગી છે, તોપણ ઘણાખરા પ્રયોગોમાં કાળી જાતનેજ ખાસ પસંદ કરવામાં આવે છે.

**જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ**—ધારા નગરીનો પ્રખ્યાત વિદ્વાન્ રત્ન ભોજ રાજા પોતાના રાજમાર્તંડ નામે ગ્રંથમાં લખે છે કેઃ—ધંતુરાનાં ઝાડવાનો રસ એક તોલો લેઇ તેમાં દુધ, ઘી અને ગોળ એ દરેક ચીજ પાંચ, પાંચ તોલા મેળવી પીવાથી હડકાયા કુતરાનું ઝેર નાબુદ થાય છે.

મહેરબાન કે. એમ. નાડકર્ણી સાહેબ ઈન્ડીઅન પ્લેન્ટસ એન્ડ ડ્રગ્સ નામના ઈંગ્રેજી પુસ્તકમાં લખે છે કેઃ—હડકાયા કુતરાના ઝેર માટે આ લોકપ્રિય ઔષધિ છે, પરંતુ હડકવા થયા પછી તે નાબુદ કરવાના ઇલાજ તરીકે નહિ, પરંતુ થતો અટકાવવાને તે વાપરવી જોઈએ. ઘણું કરીને હડકાયું કુતરૂં કરડયા પછી ચાલીસ દિવસ વીત્યા બાદ હડકવા ઉપડે છે, અને તેથી ત્યાર પહેલાં એટલે કુતરૂં કરડયા પછી પંદરથી પચ્ચીશ દિવસની અંદર તેનો ઉપયોગ કરવો જાઇએ. પંદર દિવસ બાદ એક દિવસ સવારમાં ભૂખ્યા પેટે એક મોટો ચમચો ભરીને લાકડાંના કોલસાનું ચૂર્ણ અપાય છે, અને ત્યારબાદ અડધા કલાક પછી એક ઔંસ કાળા ધંતુરાનાં પાંદડાંનો રસ અપાય છે, પછી તરતજ ઊલટી થઇ તે રસ નીકળી ન જાય એટલા માટે તાડનો રસ અથવા ખજુરનો કાકબ કે એવીજ બીજી ચીજ પાવામાં આવે છે અને દરદીને બાંધી લેવામાં આવે છે. પછી દરદી તોફાન કરવા લાગે છે, અને તેને ચાર, પાંચ કલાક એટલે બપોર સુધી તડકે રાખવામાં આવે છે. ત્યારબાદ દરદી ધીમે ધીમે ગાંડો થતો જાય છે. અને હડકાયા કુતરાની માફક કેટલાંએક ચરિત્રો કરે છે. બપોર પછી તેના માથા

ઉપર ઘણા ઘડા ભરીને ઠંડુ પાણી રેડવામાં આવે છે, જેથી દરદી શુદ્ધિમાં આવતો જાય છે. અને તેથી પાણી રેડવા સામે અણગમો બતાવી તેમ કરવાની સામે ક્રોધયુક્ત વાણીથી વાંધો લે છે. એમ થાય એટલે પાણી રેડવાનું બંધ કરી દરદીને હલકો ખોરાક આપવામાં આવે છે. આ પ્રમાણે સારવાર કરવાથી દરદી હડકવાના ભયથી મુક્ત થએલો ગણાય છે, અને ત્યારબાદ થોડાક દિવસ સુધી તેને હલકો ખોરાક આપવામાં આવે છે.

હડકવા લાગુ પડયા પછી પણ હાલમાં એક કેશની સારવાર કરવામાં આવતી હતી. જેમાં દરદીના માથામાં બ્રહ્માંડની જગ્યાએ અઆથી થોડું લોહી નીકળે એવો એક ચીરો પાડી તેના ઉપર કાળા ધંતુરાનાં પાંદડાંને ઝીણાં વાટી ઘસવામાં આવ્યાં હતાં, તેમજ ઉપર કહ્યા મુજબ પેટમાં પણ રસ પાવામાં આવ્યો હતો.
એનાથી આગળ લખતાં તેઓ સાહેબ જણાવે છે કેઃ—

The above melhod of treatment is one of the several modes employed by Hindu Vaidyans and it is the one adopted and recommended by a well-known popular physician of South India.

ઉપર બતાવેલી ઉપચાર પદ્ધતિ એ આર્યવઘોએ કામે લગાડેલી કેટલીએક પદ્ધતિઓ પઇકીની એક છે. અને વળી દક્ષિણ હિન્દુસ્થાનના એક સારા પ્રખ્યાત અને લોકપ્રિય વૈદ્યરાજે પોતાની પ્રેકટીસમાં કામે લગાડી બીજાઓને કામે લગાડવાને માટે ભલામણ કરેલી છે.

**વિશેષ અનુભવ–રાજવિટિકા રસ.**

કાળો ધંતુરો, તુળસી, કાસુંદરો, સાટોડી, બીલી, જળભાંગરો, ધરો, લીંડોપીપર, અરડુસી, બાવચી, પુંવાડ, તીલવણી, પીલુડો અને

આકડો એ દરેકના રસમાં એક હાથ લાંબા પહોળા કપડાને ત્રણ, ત્રણવાર ભીંજવીને સ્વચ્છ ઘાસ ઉપર તડકે સુકવી લેવું. પછી ચાર તોલા શુદ્ધ આમલસારા ગંધકના ચૂર્ણને તેટલાજ ઘી સાથે ખરલ કરીને એ કપડા ઉપર તેનો લેપ કરવો અને પછી તે કપડાને ગોળ વાળીને તેની જાડી બત્તી બનાવી લેવી. એ બત્તીને ઊભી રાખો તેની ઉપરની ટોચ ચીપીઆથી પકડીને નીચેની બાજુએ આગ લગાડવી જેથી એમાંથી લાલવર્ણનો ચુવો ટપકશે, જે ચોનાઇ માટીની રકાબીમાં ઝીલી લેઇને પછી એક શીશીમાં ભરી રાખવો. આ ચુવો દરરોજ સવારના ચાર રતી જેટલો લેઈ તેમાં ત્રણરતી શુદ્ધ પારો નાંખો નાગરવેલના પાન-માં મૂકી હાથેળીમાં રાખી આંગળી વડે સારી પેઠે મસળવાથી જ્યારે તેની કજ્જલી થઈ જાય ત્યારે એ પાનની બીડી વાળીને ખાઈ જવી. આ પ્રમાણે પંદર દિવસ સુધી કરવું અને ખોરાકમાં માત્ર દુધ ભાતનોજ અહાર રાખવો, બીજી કોઇ પણ ચીજ ખાવી નહીં પાણી પણ બનતા સુધી ઘણું ઓછું પીવું. જો વારંવાર તરસ લાગે તો તે દુધ પીને શમાવવી. આ પ્રમાણે યથાસ્થિત વિધિથી જો આ પ્રયોગ કરવામાં આવે છે તો ઉપદંશની ગરમી અને તેના લીધે ઉત્પન્ન થયેલો શ્વાસ, ખાંસી, ભગંદર, કંઠમાળ, સંધિવા, વિગેરે દરદો નાબુદ થાય છે. આ સિવાય સંગ્રહણી, મંદાગ્નિ, અજીર્ણ, ધાતુની નિર્બળતા વિગેરે-ના માટે પણ આ પ્રયોગ ઉત્તમ કાર્ય કરે છે.

**षडगुणबली सुवर्ण जारित पारद् गुटिका**—એકલા પારાની ગોળી બાંધવામાં આવે કિંવા ભસ્મ કરવામાં આવે તેના કરતાં તેમાં છગણા ગંધકનું અને સમાન સુવર્ણનું જારણ કર્યાબાદ તેની ભસ્મ કરવામાં આવે તો તે દીવ્ય ફળને આપી શકે છે એ વાત કોઈપણ સુજ્ઞ વૈદ્યથી અજાણી નથી, પરંતુ ગંધકનું જારણ કરવાની ક્રિયા

દરેક મનુષ્યને સહેલાઇથી સાધ્ય થઇ શકે એટલી બધી સુગમ નથી, અને વળી સોનાનું જારણ તો પારાને બુભુક્ષિત કર્યા સિવાય થઇ શકતુંજ નથી. પારાને બુભૂક્ષિત એટલે બીજી ધાતુઓને ભક્ષણ કરી શકે એવી શકિતવાળો બનાવવાની કૃતિ પણ એવી અટપટી અને દીર્ઘ સમયના પ્રયાસથીજ સિદ્ધ થાય એવી છે કે આજકાલના વિચિત્ર પ્રવૃત્તિમય જમાનાના દોર ઉપર નાચનાં મનુષ્યોને પાલવે એવી નથી, જેથી ઘણાખરા વૈદ્યો ચંદ્રોદય જેવા મહાન્ રસો પણ માત્ર સાદા પારા જોડે સુવર્ણને ઘુંટીને બનાવી લેછે. આવી રીતે તૈયાર કરવામાં આવતા ચંદ્રોદયમાં જોકે પારો તો પાકીને શીશીના ગળે બાઝે છે, પરંતુ સોનું તેમાંથી વિખુટું થઇ શીશીના તળીએ પડયું રહે છે. કેવળ પારા ગંધકમાંથી બનાવવામાં આવતા રસસિંદુર કરતાં આ કૃતિમાં સોનાનો સંસર્ગ થવાથી જો કે ગુણમાં તો વધારો થાય છે. તોપણ સુવર્ણ જારણ થયા પછી બનાવવામાં આવતા ચંદ્રોદયના જે અલૌકિક મહાન ગુણો પ્રાચીનરસ સિદ્ધોએ વર્ણવેલા છે તે બધા આમાં દષ્ટિગોચર થતા નથી; અને તેથી સુવર્ણ જારણ કરવાની જો કોઈ સુગમ ક્રિયા પ્રાપ્ત થાય તો જગત્ ઉપર અનહદ ઉપકાર થાય એમ ધારી અનેક વર્ષોથી અમે તેવા પ્રયોગની શોધમાં હતા. "ખરેખર જે કોઇ પ્રયત્ન કરે છે તે મોડું વ્હેલું પણ અવશ્ય ફળ પ્રાપ્ત કરે છે, કેમકે પ્રયત્નના અંતે પરમેશ્વર સહાય કરે છે" એ સૂત્રાનુસાર આખરે ગયા વર્ષમાં અમારી એ દીર્ઘ સમયની જીજ્ઞાસા નેપાળનિવાસી એક મહાત્માએ જે પ્રયોગ રત્નનું દાન કરી પૂર્ણ કરી તે આ મુજબ છે. શુદ્ધ સોનાનાં પાતળાં પતરાં અથવાતો વરખ અને તેના વજન જેટલોજ શુદ્ધ પારો

લેઇને ખરલમાં નાંખી લીંબુના રસથી બે પહોર સુધી ખરલ કરવું, જેથી પારો અને સોનું એક બીજા સાથે મળી જઈ તેઓની ગોળી વળાય એવી પીઠી તૈયાર થશે. આ પ્રમાણે થયા બાદ લીંબુના રસમાં સરગવાનાં પાનડાં વાટીને તેની કુલડી બનાવી એ કુલડીમાં સદરહુ સોના અને પારાની પીઠી ભરીને કુલડીનું મોઢું બંધ કરી તેના ઉપર કપડું વીંટાળવું. પછી એક હાંલ્લીમાં કાંજી ભરીને તેમાં આ કુલડી દોલાયંત્રથી લટકતી રાખીને મંદાગ્નિથી આઠ દિવસ સુધી બાફ આપવો. બાફ આપવામાં એટલું ધ્યાનમાં રાખવું કે દરરોજ બાફનું કાર્ય પૂર્ણ થયા પછી હાંલ્લીમાંથી સરગવાની કુલડી કાઢી લેઇ તે સંપૂર્ણ રીતે ઠંડી થાય ત્યારે પારાની પીઠી તેમાંથી કાઢી લેઈ નવી કુલડીમાં ભરવી. એ પ્રમાણે બાફ આપવાના કામમાં સરગવાની કુલડી દરરોજ નવી વાપરવી અને જ્યારે આઠ દિવસનો સ્વેદન સંસ્કાર પૂર્ણ થાય ત્યારે એક માટીની કુલડી લેઈ તેમાં ચણા અને બોરડીનાં પાંદડાંને વાટીને બનાવેલી લુગદી દાબી તેના ઉપર કાળાં ફૂલની ગરણીનાં મૂળ અને ચંદનનો ભૂકો દાબી તેના ઉપર સોના અને પારાની પીઠી મુકી ફરીથી ગરણી અને ચંદનનો ભૂકો દાબી તેના ઉપર બોર અને ચણાંના પાંદડાની લુગદી દાબી કુલડી ભરી નાખવી. પછી એક કોડીઆના તળીએ મધ્ય ભાગે સોયાથી એક છિદ્ર પાડી તે કોડીઆને કુલડી ઉપર ઢાંકી, તેઓનો સાંધો ચાક, લોઢાના કાટોડા, રાખ અને મીઠું એ ચીજો સરખા ભાગે લેઈ પાણી સાથે ખરલ કરી તે વડે બંધ કરી કુલડીના ઉપર કાપડમાટી કરીને રેતી ભરેલી એક ઠીબમાં મુકીને ચુલે ચઢાવવી. ઠીબના નીચે ચુલામાં મંદાગ્નિ સળગાવવો અને કુલડી ઉપરના કોડીઆમાં કાળા ધંતુરાના પંચાંગના એટલે

મૂળ સુદ્ધાં આખા છોડવાને કુટીને કાઢવામાં આવેલો રસ રેડતા જ-વો, જે કોડીઆમાં આવેલા છિદ્ર મારફતે કુલડીમાં ઉતરશે, દરેક વખતે કેટલો રસ નાંખવો તેનું પ્રમાણ એવું છે કેઃ-જ્યાં સુધી કોડીઆમાં નાંખવામાં આવતો રસ કુલડીમાં ચાલ્યો જાય ત્યાં સુધી રસ બંધ કરવો નહિ પરંતુ કુલડીમાં જ્યારે જોઇતો રસ ભરવાથી વધારાનો રસ નીચે ન ટપકતાં કોડીઆમાં સંપૂર્ણ રીતે ભરાએલોજ રહે ત્યારે રસનું માપ પૂર્ણ થયું સમજવું, અને કુલડીમાંનો રસ બળી જવાથી તેની જગ્યાએ જ્યારે કોડીઆમાંનો રસ ચાલ્યો જાય ત્યારે પાછો ફરીથી રસ પુરવો. આ પ્રમાણે એકવીશ વખત કરવું. અને પછી અગ્નિ શિતળ થયે સદરહું કુલડીમાંથી પારાને કાઢી લેવો. જે પારાની ગોળી બાંધવાને માટે વૈદ્યો અનેક તરેહનાં ફાંફાં મારે છે તે પારો આ પ્રમાણે ક્રિયા કરવાથી બંધાઈ જઇને ખડીના કાંકરા જેવો થઈ જાય છે, અને જો તેનાવડે જમીન ઉપર લીટા કરવા હોય તો તે પણ થઈ શકે છે.

આ પ્રમાણે તૈયાર થયેલી ગોળીને વજ્રમુષા નામની કુલડી કે જે બનાવવાની રીત આ પુસ્તકના ત્રીજા ભાગમાંના બનાવટી સોનું રૂપું બનાવવાના વિષયમાં આપવામાં આવી છે, તેમાં મુકી કાપડ માટી કરી એ કુલડીને ભુધરયંત્રમાં મુકી ચાર અડાયાં છાણાંનો અગ્નિ આપવો. ભોંયમાં એક ખાડો ખોદી તેમાં એક વીંત ઊંડો તથા તેટલોજ લાંબો, પહોળો ખાડો કરી એ ખાડામાં ઔષધ યુક્ત કુલડી મુકી પછી તે ન્હાના ખાડાને રેતીથી ભરી તેના ઉપર છાણાં ગોઠવી અગ્નિ આપવો તેનું નામ ભુધર યંત્ર છે. આ પ્રમાણે દરેક ચાર છાણાંનો એવા પાંચ પુટ અપાઇ રહે એટલે પછી દરેક પાંચ છાણાંનો એક એવા પાંચ પુટ

દેવા, અને તેપણ પુરા થાય એટલે દરેક વખત ૭ છાંણાંની એવી પાંચ વખત આંચ આપવી, એ પ્રમાણે દરેક પાંચ પુટે એક, એક છાણું વધારતા જઇ કુલ સો પુટ દેવા, અને દરેક વખતે કુલડીમાં ગોળીના નીચે સોળમા ભાગનો ગંધક બેડક તરીકે મુકતા જવું. આ પ્રમાણે ક્રિયા કરવાથી સો પુટમાં વગર શ્રમે છગણા ગંધકનું અને વળી સમાન ભાગ સોનાનું જારણુ થશે અને એ જારણથી પારાનો રંગ લાખ કે સિંદુર જેવો થઇ જશે, પછી તેને એક વાંસની નળીમાં ભરી મુકવો. બાંધેલો પારો અનેક સિદ્ધિઓને આપે છે. રોગ માત્રનો નાશ કરે છે, હલકી ધાતુઓને સોનાના સ્વરૂપમાં ફેરવી નાંખે છે, અને આકાશ ગમન કરવાની શક્તિ પ્રાપ્ત થાય એવું બળ આપે છે. પરંતુ એવી રીતે પારો બાંધવાની જે, જે ક્રિયાઓ છે તે પ્રાચીન રસ સિદ્ધોએ અત્યંત ગુહ્ય રાખેલી છે. આ રીતે બાંધવામાં આવેલા પારામાં જોકે એટલાં બધાં દીવ્ય ફળો આપવાની શક્તિતો નથી, કેમકે તે ધાતુ બદ્ધ એટલે સોનાના યોગથી બાંધવામાં આવેલો છે. કેવળ દીવ્યૌષધિના રસથીજ બાંધવામાં આવેલો નથી. તોપણ તે રોગ હરણના કાર્યમાં તો આજકાલના ચંદ્રોદય કરતાં અનેક દરજ્જે ઉત્તમ કાર્ય કરે છે. કેમકે ગમે તે રીતે પણ તે બદ્ધ થવા ઉપરાંત તેમાં છગણા ગંધક અને સમાન સુવર્ણનું જારણ થયેલું છે, અને તેથી દરરોજ સવાર, સાંઝ એક રતી જેટલા માપમાં લેઇ નાગરવેલના પાન જોડે આપવાથી દરેક પ્રકારના તાવ, ત્રિદોષ, પ્રમેહ, વ્યંઢળતા, અતિસાર, સંગ્રહણી, કાલેરા, અસાધ્ય અજીર્ણ, યકૃતનાં દરદો, પાંડુરોગ, વાયુ, હીસ્ટીરીઆ અને ઝેરી જંતુઓથી થનારાં તમામ દરદોને અત્યંત આશ્ચર્યકારક રીતે નાબુદ કરે છે. પારદને બદ્ધ કરવા ઉપરાંત

ષડગુણ ગંધક અને સમાન સુવર્ણ જારણ કરવાની આ રીત પ્રાચીન વૈદ્યોએ અત્યંત ગુહ્ય રાખેલી છે, કેમકે તે અષ્ટ મહારોગને ટાળી વિપુલ ધન, યશ અને વિજયની પ્રાપ્તિ કરાવનારી છે.

---

## નાગલી દુધેલી.

**સં.** નાગાર્જુની દુગ્ધિકા **હિ.** દુદ્ધી, **મ.** ઉતરણ **ગુ.** ચમાર દુધેલી, નાગલી દુધેલી **લા.** Daomia extensa.

**વિવરણ**—નાગલી દુધેલીના વેલા બારે માસ હોય છે, તોપણ તે ચોમાસે ઘણા ઉગી નીકળે છે, એની સાખાઓ એક બીજામાં તારની માફક વીંટળાઇ રહે છે અને તે બીજાં ઝાડો ઉપર ઘણે ઉંચે સુધી ચઢી જાય છે. એનાં પાંદડાં ગોળાઈ લેતાં અને સામસામાં હોય તે બેથી પાંચ ઈંચ લાંબાં અને ચારેક ઇંચ પહોળાં હોય છે. અને લીલાશ લેના ધોળા રંગના ફુલનાં ઝુમખાં આવે છે અને એની સીંગો ઉપર કાંટા હોય છે, એના વેલાનો કોઇપણ ભાગ તોડતાં તેમાંથી દુધ નીકળે છે. વળી તે દરેક સ્થળે થતી હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે.

**ઉપયોગ**—નિઘંટકારો જણાવે છે કેઃ—**ધાતુ વૃદ્ધિ કરી હૃદ્યા ચોષ્ણા પારદ બન્ધિનો** " નાગલી દુધેલી ધાતુ વૃદ્ધિ કરનારો, હૃદયને હિતકારી, ગરમ તથા પારાને બાંધનારી છે, પરંતુ એનો કેવી રીતે ઉપયોગ કરવાથી પારાનું બંધન થાય છે. તે એ ગ્રંથોમાં બતાવેલું ન હોવાથી અમે તેની શોધમાં હતા. એવામાં એક મહાત્માએ પ્રયોગ બતાવ્યો કેઃ—સારી રીતે શોધેલા પારાને એક પથ્થરના ખરલમાં નાખી, પછી નાગલી દુધેલીનાં મૂળીઆંને મહોમાં ચાવી, ચાવી રસ કરી તે રસ પારામાં નાખતાં જવો અને લીંબડાના લીલા લાકડાન

ઘુંટાથી ઘુંટતા જવું, આ પ્રમાણે સાત દિવસ સુધી ઘુંટવાથી પારો માખણ જેવો થઇ જશે. એ પારાને કપડામાં બાંધી ધંતુરાના ડોડવામાં ઘાલી તે ડોડવા ઉપર ગાયના છાણનો થર ચઢાવી, પછી એક તોલો અડાયાં છાણાંનો ભૂકો સમાય તેવડો ખાડો ખોદી તે ખાડામાં બકરીની લીંડીઓ ભરી તેની વચ્ચે પારદવાળો ગોળો મુકી અગ્નિ સળગાવવો અને જ્યારે સંપૂર્ણ રીતે અગ્નિ શીતળ થાય ત્યારે પારાને કાઢી લઇ ધંતુરાના બીજા ડોડવામાં ભરી ફરીથી એ મુજબ અગ્નિની આંચ દેવી. દરેક વખતે એક એક તોલો બકરીની લીંડીઓ વધારતા જઇ આવી રીતે સો પુટ આપવા, પછી એ પારાને અનાજમાં પકવવો. તે એવી રીતે કે:-દરરોજ એક શેર, ચોખાની ખીચડી ઓરવી, અને જ્યારે તે ખીચડીનો ઉભરો આવી જઇ સીઝવા લાગે ત્યારે પારાને ઉપર મુજબ ધંતુરાના ફળમાં ઘાલી તેના ઉપર છાણનો થર ચડાવી તે ખીચડીના વચ્ચે રાખવો. મંદાગ્નિથી ખીચડી સીઝી ઠંડી પડે ત્યારે પારાને તેમાંથી કાઢી લેવો, અને બીજા દિવસે નવા ફળમાં ઘાલી પાછો ખીચડીમાં પકાવવો, એમ ત્રણ મહીના સુધી કરવું, અને ત્યારબાદ અડાયાં છાણાંની અગ્નિથી બકરાની લીંડીઓની માફક સો પુટ દેવા, જેથી પારાનું જળ શોષાઇ જઇ ગોળી તૈયાર થાય છે. એ ગોળી મહોડામાં રાખવાથી વીર્યનું સ્થંભન થાય છે.

આ પ્રયોગ અમે અનુભવ્યો નથી, પરંતુ એ મહાત્માના મુખથી સાંભળવા ઉપરાંત પાછળથી રસ પ્રકાશ સુધાકર નામના ગ્રંથમાં વાંચવામાં પણ આવ્યો છે, તો જીજ્ઞાસુએ અનુભવી ખાત્રી કરવી.

વળી આ વનસ્પતીમાં એક દીવ્ય ગુણ એ જોવામાં આવ્યો છે કે:—એનાં પાંદડાં બે તોલાના આશરે લેઇ ઝીણા ટુકડા કરી ઘી સાથે તળીને ખાવાથી અર્શમાં પડતું લોહી એકદમ બંધ થઈ જાય છે. ઘણા એક અર્શના દરદીઓ કે જેમનું લોહી બીજા કોઈપણ ઉપાયથી અટકતું નહોતું, તેમને આ પાંદડાં પાંચ, સાત દિવસ ચવડાવવાથી હંમેશના માટે લોહી પડતું બંધ થયું છે. માટે રકતાર્શના દરદીઓને બીજા કોઇપણ ઔષધનો ઉપયોગ કરતા પહેલાં આનો અનુભવ લેવા સલાહ આપવામાં આવે છે.

ત્રિબંગ ભસ્મ કરવામાં પણ કેટલાએક વૈદ્યો એના રસનો એવી રીતે ઉપયોગ કરે છે કે:—શોધેલું રૂપુ, ત્રાંબુ અને કલાઇ એ બધાં સરખા ભાગે લેઇ ભેગાં ઓગાળી તેનું પતરૂં બનાવી લેઇ, પછી એક શરાવલામાં નાગલી દુધેલીનો રસ ભરી તેમાં આ પતરૂં મુકી ઉપર બીજું શરાવલું ઢાંકી કપડ માટી કરી ગજપુટ અગ્નિમાં ફુંકી દે છે, આવા બે, ચાર પુટ આપવાથી ભસ્મ થાય છે, જે યોગ્ય અનુપાન સાથે ધાતુની નિર્બળતા, દમ, ખાંસી વિગેરેમાં વપરાય છે.

---

## નાળીએરી.

સં. નારીકેલ; હિં. નારિયલ, મ. નારળ, લા. કોકો ન્યુસિ; ફેરા. Cocoa Nuecifera.

વિવરણ—આ ઝાડ બધે પ્રસિદ્ધ છે, પરંતુ સમુદ્ર કીનારે તેની વિશેષ ઉત્પત્તિ થાય છે.

ગુણદોષ—નાળીએર ભારે, સ્નિગ્ધ, શીતળ, વીર્ય વર્ધક, કઠીણતાથી પચનાર, બસ્તી શોધક, બળકારક, પુષ્ટિકારક, કફકારક,

સ્વાદિષ્ટ, ઝાડાને રોકનાર તથા શોષ, તરસ, પીત્ત, વાતપીત્ત, રૂધિર દોષ, દાહ અને ક્ષયનો નાશ કરનાર છે. નિઘંટ રત્નાકર

**જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ**—પ્રાચીન ગ્રંથોમાં તો તેના ઉપર મુજબ ગુણો વર્ણવેલા છે, પરંતુ સત્પાત્ર વિદ્વાન્ વૈદ્યોને ગુરૂ પરંપરાથી મળેલી અનુભવિક પ્રસાદી તરીકે સુવારોગના માટે તેની કોઇ દીવ્ય ઔષધિ મનાય છે. સુવારોગ એ ઘણો ભયંકર અને જીવ લેણ વ્યાધિ છે. સેંકડે સાઠ, પાંસઠ સ્ત્રીઓને તે લાગુ પડે છે, અને તેઓની યોગ્ય સારવાર ન થવાથી તે સોમાંની ઘણી ખરી મરણ પામે છે. એ બધાં મરણો પહેલી વખતેજ થાય છે એમ નથી, પરંતુ સેંકડે વીશ, પચ્ચીશ સ્ત્રીઓ તો જે પ્રસવ વખતે સુવારોગ લાગુ પડ્યો હોય તે પ્રસંગેજ નિશ્ચય પ્રાણમુક્ત થાય છે, અને ઘણી ખરીના શરીરમાં આ વખતે સુવારોગનું બીજ રોપાય છે. જે ધીમે ધીમે વધતું જઇ બીજી અથવાતો ત્રીજી સુવાવડ વખતે તેઓના નાશનું કારણ થઇ પડે છે. આ રોગના માટે અનેક ઔષધો છે, તોપણ દરદની આગળ વધેલી સ્થિતિમાં એકપણ ઔષધ વિશ્વાસપાત્ર નથી: પરંતુ આ ઔષધ અત્યંત અકસીર છે. એવો અનુભવ આવવાથી મહારાષ્ટ્ર તથા કોંકણમાં તે ઘણું પ્રસિદ્ધ છે, અને ત્યાં તે કોદ્રાના ઔષધને નામે ઓળખાય છે.

અનુભુતૌષધિ રસાયનાદિ કરીને વૈદ્યક ગ્રંથ સંસ્કૃત ભાષામાં છે, તેમાં એ ઔષધ બનાવવાનો એવો પાઠ આપેલો છે કે:-

નાળીએરનો કોકો એટલે પોઇ કે જે નાળીએરના ઝાડમાં નાળીએર બાઝતા પહેલાં વચમાં તરવારના જેવા ફણગા રૂપે ફુટે છે, અને તેમાંથી ભંડારી લોકો તાડી કાઢી લે છે, તે કુણો ફણગો

કેશ્વરયા સિવાયનો લાવીને તેના ઉપરની છાલ કાઢી નાંખવી, અને તેની અંદરના દાણા કાઢીને એક પાટીયા ઉપર બારીક વાટવા અથવા ખાં-ણીઆમાં નાંખી બારીક કુટવા. પછી જાયફળ, જાવંત્રિ, લવિંગ, મરી-આં અને સુંઠ એ દરેક બે, બે તોલા અને બે તોલા કેસર, એ બધાંને ખાંડી કપડે ચાળેલું ચૂર્ણ તેમાં મેળવી એક વખત ફરીથી પાટીઆ ઉપર જોરથી ખરલ કરવુ, સર્વે એક જીવ થાય એટલે તેની ચૌદ ગોળીઓ વાળવી, જો કોકો તાજો ન હોયતો ઔષધ ભરભરૂં થવાથી તેની ગોળીઓ બંધાતી નથી. જો એમ થાય તો તેમાં થોડું ગાયનું ઘી અથવા દુધ મેળવીને ગોળીઓ વાળવી. પરંતુ જેમ બને તેમ પોઇ તાજી લેવી એજ ઉત્તમ છે. દરરોજ સવાર, સાંઝ એક, એક ગોળી ૦। શેર ગાયના દુધમાં આપવી અને એના ઉપર કેવળ દુધ પીનેજ રહેવું. જો એકલા દુધથી ન રહેવાય તો મીઠા મોળો થોડો એક ભાત ખાવો. એ સિવાય બીજું કંઇ પણ ખાવું નહી. મ્હોડામાં રૂચિ ઉત્પન્ન થવાને માટે થોડું એક આદું ખાવાને હરકત નથી. પાણી બીલકુલ પીવું નહિ. તરસ લાગે તો દુધજ પીવું. આ ઔષધનું પથ્ય ઘણું કઠીણ છે, માટે ઔષધ કરનારે તથા લેનારે પૂર્ણ વિચાર કરીને તેનો ઉપયોગ કરવો. કારણ ઔષધ ચાલતું હોય તે સમયમાં ભુલથી પણ જો દરદી પાણી પીએ તો પછી તેની જીંદગીની આશા રહેતી નથી, રોગના બળ પ્રમાણે સાત, ચૌદ, અથવા એકવીશ દિવસ સુધી એ ઔષધ આપવું અને ઔષધ પુરૂ થયા બાદ પણ ચાર, પાંચ દિવસ સુધી પાણી પીવું નહિ, તેમજ ન્હાવું પણ નહિ અને બનતા સુધી પાણીને સ્પર્શ સરખો પણ કરવો નહિ, કેવળ દુધજ પીને રહેવું અથવા તો દુધ ભાત ખાવો. પછી ધીમે ધીમે દુધનું પ્રમાણ

ઓછું કરતા જવું અને ભાતનું પ્રમાણ વધારતા જવું; તેમજ થોડું થોડું પાણી પીવા માંડવું, ત્યાર બાદ રોટલી, દાળ ભાત વિગેરે હમેંશનો પોતાનો જે ખોરાક હોય તે વાપરવો.

આ ઔષધ બનાવવાના જુદા, જુદા વૈદ્યોમાં જુદા જુદા પાઠો પણ ચાલે છે. કેટલાએક વૈદ્યો એમાં બત્રીશ ઔષધો નાંખે છે, અને કેટલાએક ચોસઠ ઔષધો પણ નાખે છે. કેટલાએક વૈદ્યો એમાં બે તોલા લવિંગ, બે તોલા પીંપળામૂળ, દશ તોલા સુંઠ, બે તોલા જાયફળ, બે તોલા લીંડી પીપર, અડધો તોલો કેસર, દોઢ તોલો મરીઆં, એક તોલો રેવંચી, દશ તોલા સાકર, એક તોલો ભારંગમૂળ, બે તોલા તજ, અને બે તોલા જાવંત્રિ નાખે છે. વળી જો ઝાડા વધારે થતા હોય તો રેવંચી નથી પણ નાંખતા.

આ ઔષધ લેવાથી ભૂખ સારી લાગવા માંડે છે, અન્ન અને દુધ પચે છે; તેથી શરીરમાં રક્ત વૃદ્ધિ જલદી થઇને નાડી ભરેલી ચાલે છે. મ્હોડા ઉપર તેજ અને લાલી દેખાય છે, અને દરદીને હોંશીઆરી જણાય છે. પહેલાજ અઠવાડીઆમાં આ ઔષધીનો ગુણ જણાઇ આવે છે.

સારી રીતે ભૂખ લાગી ચાર, પાંચ શેર દુધ પચવા લાગે, રોગનાં લક્ષણો કમી થતાં જઇને દરદીમાં શકિત અને હોંશીઆરી વધવા લાગે એટલે નક્કી ગુણ થશે એમ સમજવું. આ ઔષધનો બરાબર ગુણ લાગવાને માટે તે રોગની પૂર્વ સ્થિતિમાં આપવું જોઇએ. સુવારોગ સિવાય ક્ષય, સંગ્રહણી, અને અગ્નિમાંદ્ય ઉપર પણ તે અકસીર ફાયદો બતાવે છે.

આ પ્રયોગ પહેલ વહેલો અમારા જાણવામાં આવ્યા પછી તેનો

અનુભવ લેવાની ઇચ્છા થઇ, પરંતુ આ તરફ નાળીએરીનાં ઝાડ થતાં ન હોવાથી કોકો મેળવવાની પંચાત પડી, અને તેથી પનવેલનું પ્રસિદ્ધ આર્યૌષધિનું કારખાનું કે જે પાંચ રૂ. ની અઠ્ઠાવીશ ગોળીઓના હિસાબે આ ઔષધ તૈયાર બનાવીને વેચે છે ત્યાંથી મંગાવવામાં આવ્યું, આ પ્રસંગે મુંબઇના નામાંકીત તબીબો પાસે સારવાર કરાવ્યા છતાં પણ નિરાશ થયેલી સુવારોગવાળી એક બાઇ અમારી પાસે સારવાર કરાવાને આવેલી હતી, તેના ઉપર એ ઔષધની અજમાયશ લેવામાં આવી અને કેવળ દુધનોજ ખોરાક આપવામાં આવ્યો, જેનું પરીણામ એ આવ્યું કે "તમારો કેશ સુધરશે નહિ" એવા તબીબો પાસેથી અભિપ્રાય મેળવી આવેલી તે બાઇને તદન આરામ થયો.

વળી મુંબાઇના સર આદમજી પીરભાઇની પેઢીમાં કામ કરતો એક મ્હેતો કે જે સંગ્રહણીના દરદથી પીડાતો હતો અને મુંબાઇ તથા જયપુર, ઇંદોર વિગેરેના પ્રસિદ્ધ તબીબો પાસે પોતાના દરદની સારવાર કરાવ્યા છતાં પણ આરોગ્યતા મેળવી શકયો નહોતો તે અમારી પાસે આવતાં તેના ઉપર પણ આ પ્રયોગ અનુભવવામાં આવ્યો અને તેનું પરીણામ ઘણુંજ સંતોષકારક આવ્યું.

ત્યારબાદ "ડૉકટર સર ભાલચંદ્ર કૃષ્ણા ભાટવડેકર કૃત અબળા સંજીવન" નાંમના પુસ્તકમાં આ પ્રયોગ ફરીથી વાંચવામાં આવ્યો જેથી એના માટે વિશેષ શ્રદ્ધા ઉત્પન્ન થતાં કોંકણમાંથી કોકો મંગાવીને એ ઔષધ અત્રે બનાવવામાં આવ્યું, અને સુવારોગ, સંગ્રહણી, મુંબાઇનું પાણી લાગતું, અજીર્ણ, અગ્નિમાંદ્ય, જમ્યા પછી ઉત્પન્ન થતું શૂળ, ધાતુક્ષય વિગેરે દરદોથી પીડાતા બીજા

આશરે સો દરદીઓ ઉપર તેની અજમાયશ લેતાં કદી પણ નિષ્ફળ થયું નથી.

આ ઔષધ ચાલતું હોય ત્યારે ભાત પણ નહિ વાપરતાં કેવળ દુધનોજ આહાર ચાલુ રાખવામાં આવે તો વિશેષ ફાયદો થાય છે. અને તેથી કેવળ દુધ ઉપરજ રહેનારા દરદીઓએ નીચેના નિયમો ધ્યાનમાં રાખવા.

૧. આ પ્રયોગ ચાલતો હોય તે દીવસોમા બની શકે તો વિશ્રાન્તિ રાખવી.

૨. જો બની શકે તો બે, ત્રણ ઉપવાસ કર્યા બાદ આ પ્રયોગ શરૂ કરવો.

૩. દુધની સાથે બીજો કોઇ પણ જાતનો ખોરાક લેવો નહિ.

૪. પાણી બીલકુલ પીવું નહી, ન્હાવું નહી તેમજ પગ વિગેરે પણ ધોવા નહિ. કેમકે પાણીના સ્પર્શથી ઝાડા, પીડ વિગેરે ઉપદ્રવ થાય છે.

૫. પ્રથમ દિવસે ત્રણ શેર દુધથી આ પ્રયોગ શરૂ કરવો. દર અડધા કલાકે અર્ધો શેર દુધ લેઇને તેને એકદમ ગટગટાવી નહિ જતાં ચમચાવડે થોડું મ્હોડામાં રેડી ખોરાક ચાવતા હોઇએ તેમ મ્હોંડામાં સારી પેઠે ફેરવીને ઉતારવું અને ત્યારબાદ બીજો ચમચો રેડવું. એમ થોડે થોડે પીવું. આ કાર્ય સવારના આઠ વાગતાં શરૂ કરવામાં આવ્યું હોય તો અગીઆર વાગતા સુધીમાં એ હિસાબે ત્રણ શેર દુધ સહેલાઇથી પી શકાય છે, ત્યારબાદ દુધ પીવાનું બંધ કરવું અને સાંઝે તાજુ દુધ આવે ત્યારે છ વાગ્યાથી શરૂ કરી આ રીતે એકાદ. બે શેર દુધ પીવું.

૬. દુધ હંમેશાં ટાઢુંજ પીવું, કદાચ જરૂર પડે તો સહેજસાજ ગરમ કરવું, પરંતુ મીઠાસ વધારવાને તેમાં સાકર અગર એવી બીજી કંઇપણ ચીજ નાંખવી નહિ.

૭. દરરોજ બની શકે તો દુધનું પ્રમાણ એક, એક શેર વધારતા જવું. જો હોજરીને માફક આવે તો કોઇ કોઇ દરદી દરરોજનું ૦ાા મણ દુધ પણ લેઇ શકે છે. પરંતુ ઘણાખરા દરદીઓની સરાસરી આઠથી પંદર શેર સુધીનીજ હોય છે.

૮. વધારે પ્રમાણમાં દુધ પીનારે સવારના છ વાગ્યાથી શરૂ કરી બાર વાગતા સુધીમાં દર અડધા કલાકે ૦ાથી ૦ાા શેર જેટલું દુધ પીવું અને સાંઝે પણ પાંચ વાગ્યાથી શરુ કરી આઠ વાગતા સુધીમાં એ મુજબ પીવું. પરંતુ છેક મોડી રાત્રે પીવું નહિ.

૯. ઓષધનું સેવન જો કે ચૌદ અથવા એકવીશ દિવસ કરવાનું હોય, તોપણ જો બની શકે તો ત્યારપછી પણ એકદમ ખોરાક નહિ લેતાં એકાદ પખવાડીયું, મહીનો અગર બે મહીના કેવળ દુધનાજ અહાર ઉપર રહેવું એ વિશેષ ફાયદાકારક છે, કારણ એમ વર્ત્તવાથી શરીર અત્યંત પુષ્ટ બને છે.

૧૦. દુધ પીવાથી તે ન પચે અગર કંઇ બીજો ઉપદ્રવ કરતું જણાય તો તેથી ગભરાવું નહિ. કારણ કુદરતનો એવો નિયમ છે કે જ્યારે કોઇ નવિન પદાર્થ શરીરમાં દાખલ કરવા માગીએ છીએ ત્યારે તે પ્રકૃતિને એકદમ માફક નહિ આવવાથી કંઇક ઉપદ્રવ તે. થાયછેજ. પરંતુ કેટલાએક દિવસનો અભ્યાસ પડવાથી પ્રથમ જે પદાર્થ દુ:ખરૂપ જણાતો હોય તે સુખરૂપ થઇ જાય છે; વળી હંમેશનો ચાલતો ખોરાક એકદમ બંધ કરી દુધ ઉપર રહેવા કરતાં પ્રથમ

થોડાએક દિવસો સુધી દુધ અને ભાત ઉપર રહી પછી ધીમે ધીમે ભાતનું પ્રમાણ ઓછું કરતા જઇ કેવળ દુધ ઉપર રહેવામાં આવે તો ઘણાભાગે કોઇપણ જાતનો ઉપદ્રવ થતોજ નથી.

૧૧. જેમને દુધ પેટમાં વાયુ કરતું માલમ પડે તેમણે થોડાક દહાડા સુધી દરરોજ સવારમાં દુધ શરૂ કરતા પહેલાં દાડીમ અથવા નારંગીનો રસ પીવો. કારણ જ્યારે જઠરમાંથી અમ્લ એટલે ખાટો રસ ઓછો થયેલો હોય છે, ત્યારેજ દુધ વાયુ અગર ગડગડાટ કરતું જણાય છે, અને તેથી દાડીમ અગર નારંગીના ઉપયોગથી ખટાશની ખોટ પુરી પડે છે.

૧૨. દુધ પીનારને કેટલીએક વખત પેટ તડાતુંમ થયેલું જણાય છે, પરંતુ તેથી ગભરાવું નહિ. કારણ દુધમાંનો પાણીનો ભાગ જેમ જેમ શોષાતો જશે તેમ તેમ આ ચિન્હો નાબુદ થશે.

૧૩. કેટલાએક દરદીઓને દુધ પીવાથી શરૂઆતમાં બંધકોશનાં ચિન્હો જણાય છે, જે દુધનું પ્રમાણ વધારવાથી અથવા દુધની સાથે પ્રસંગે પ્રસંગે શણનાં બી ગળવાથી ટળે છે. આ બીયાં આખા દિવસમાં થઇને એક મોટો ચમચો, ભરાય તેનાથી પણ વધારે ગળવાં અને તેમ છતાં પણ બંધકોશ ન ટળે અને જુલાબ લેવાની જરૂર જણાય તો કૅસ્કારાની છાલનું ચૂર્ણ ૨૦ થી ૩૦ ઘઉંભાર અથવા તો એક ભાગ મીંઢીઆવળ અને બે ભાગ જેઠીમધને સાથે મેળવીને કરેલું ચૂર્ણ રાત્રે સુતી વખતે ૦ા તોલા જેટલું લેવું. પરંતુ જેમ બને તેમ કોઇપણ જાતનું ઔષધ ન વાપરતાં કુદરતી રીતેજ બંધકોશને નાબુદ થવા દેવો એ વધારે સારૂં છે.

૧૪. ઉપરાઉપરી ત્રણ, ચાર પવાલાં દુધ કદી પણ ગટગટાવી

જવું નહિ, કારણ દુધ એ કેવળ જળ જેવો પદાર્થ નથી, પરંતુ તેમાં પૌષ્ટિક ખોરાક રહેલો છે, જે જઠરમાં જઇ દહીંની માફક ઘટ્ટ થાય છે. માટે એકદમ ઘણું દુધ પીવાથી જઠરમાં તેનો ગઠ્ઠો બાઝી જઇ પચવામાં વિલંબ લાગે છે. વળી દુધને ઘણું ઊકાળવાથી તેમાંનાં કેટલાંએક પાષ્ટિક તત્વોનો નાશ થાય છે. તેમજ ઘાડું થવાથી સહેલાઇથી પચી શકતું નથી.

અમારા દીર્ઘકાળના અનુભવના અંતે લખાએલા આ નિયમો પ્રમાણે જે વર્તે છે તેઓને અવશ્ય ફાયદો થાય છે. જઠર, નાનાં આંતરડાં અને આખું પચનેન્દ્રિય બળવાન્ થાય છે, અને તેથી અનેક દરદો મટી જાય છે. માત્ર હાર્ટડીઝીઝમાં આ પ્રયોગ ફાયદો કરે છે કે કેમ તે અનુભવ્યું નથી.

---

# નોરવેલ.

**સં.** નાકુલી, અહિમર્દની, વિષમર્દની **હિં.** નાઇ **મ.** મુંગુસવેલ, સાપસન. **ક.** વિષમુંગરો **ફા.** છોટાચાંદા **ગુ.** નોરવેલ, નોળીઆવેલ. **લા.** Raundalna s.rpentina.

**વર્ણન**—એના વેલા ગળોની માફક પાતળી છાલવાળા અને ઊભી નસોવાળા થાય છે, અને તેને આડા કાપી જોવાથી તેમાં સછિદ્ર ચક્ર દેખાય છે. એનાં પાંદડાં નાગરવેલના પાંદડાંને મળતાં હોય છે. કોંકણમા મુંબાઇની આસપાસ તથા કાઠીયાવાડમાં મહુવા બંદરની વાડીઓમાં તેમજ ગીરનાર વિગેરે સ્થળે તે ચોમાસામાં જથાબંધ ઊગી નીકળે છે. અને વેલાઓ જો કે ઝીણા હોવાથી કાર્તકમાં સુકાઇ જાય છે, પરંતુ એનાં ફળો બાર માસ સુધી ન બગડતાં લીલાં-

છમ રહે છે. એની બે જાત થાય છે. એક સાદી અને બીજી સુગંધ વાળી હોય છે. સાદી કરતાં સુગંધિવાળીમાં કંઈક વિશેષ ગુણો રહેલા છે. બન્ને જાતિનાં મૂળીઆં નીચે કંદ હોયછે.

ગુણદોષ—નોરવેલ તીખી, કડવી, ગરમ, કૃમિરોગને હરનારી, વીંછી, ઊંદર, સાપ વિગેરેના ઝેરને તત્કાળ દુર કરનારી તથા ત્રિદોષને ટાળનારી છે. એના કંદમાં પણ એવાજ ગુણો રહેલા છે.

ગણનિઘંટુ.

ઉપયોગ—લગભગ દશેક વર્ષ ઉપર ગોરખપંથના એક નાથે સાપ તેમજ વીંછીના ઝેરના રામબાણ ઉપાય તરીકે એક મૂળીયું અમને આપ્યું હતું, અને જેને સાપ કરડયો હોય તેને એ મૂળીયું આશરે ॥ તોલા જેટલું લેઇ પાણીમાં ઘસીને પાવા સારૂં તેમજ વીંછીના ડંખ માટે એ મૂળીયું તથા સિંધાલુણ કે મીઠાની કાંકરી એ બે સરખા ભાગે લેઇ પાણીમાં ઘસી ચોપડવા કહેલું હતું. એના ઉપયોગથી ઘણા મનુષ્યોના જાન બચતા હતા. ત્યારબાદ આજથી પાંચેક વર્ષ ઉપર રામેશ્વર તરફ યાત્રાએ જતાં માર્ગમાં એક નેપાળી વૈદ્યરાજનો સમાગમ થયો. જેમની સાથે જડીબુટ્ટીઓ સંબંધિ વાતચિત કરતાં કોંકણમાં આવેલા પરશુરામ ક્ષેત્ર નજીક તેમણે એક વનસ્પતિની ઓળખાણ કરતાં જણાવ્યું કે:—આ વેલાનું કોઇપણ અંગ એટલે ફળ, ફુલ, મૂળ, પાન, કંદ કે વેલા એમાંથી કંઇપણ વાટીને પાણી સાથે પાવાથી ઝાડો, ઊલટી કે એવોજ બીજો કંઇપણ ઉપદ્રવ ન થતાં સાપ, વીંછી તેમજ અફીણનું ઝેર તરતજ દુર થઇ જાય છે. તેઓ મહાશયે પોતાની ભાષામાં તે વનસ્પતિનું નામ પણ જણાવ્યું, પરંતુ તે સમજવામાં ન આવ્યાથી અમે તેનું સંસ્કૃત નામ પૂછ્યું.

જેની તેઓને ખબર નહોતી, જેથી એ વેલાનાં મૂળ તથા બેવો પંચાંગ સાથે લેવામાં આવ્યો. પછી ટ્રેનમાં ચાલતાં એક વૃદ્ધ સંન્યાસી મળ્યા જેમને એ વેલો બતાવતાં તેમણે એનું હીંદી, મરાઠી, તેમજ બંગાલી નામ અને ઉપયોગ જણાવ્યો, જે ઉપરથી એ નોરવેલ છે એવી ખાત્રી થઈ. ત્યારબાદ ઘેર આવ્યા પછી પેલા નાથબાવાએ આપેલા મૂળીઆ સાથે ને મૂળને સરખાવી જોતાં બન્ને એકજ માલમ પડ્યાં. જેથી નવા આવના કેશોમાં આ નવિન મૂળનો ઉપયોગ શરૂ કરતાં પ્રથમની માફકજ સંતોષકારક પરીણામ આવવા માંડ્યું.

સાપ, વીંછી અને અફીણ સિવાય બીજા કોઈ જાતના ઝેર ઉપર તેની અસર છે કે કેમ ? એ જાણવાની ઉત્કંઠા થતાં નિઘંટ્રમાંથી મળી આવ્યું કે ઊંદર અને લુતા ( એક જાતના કીડા કે જે કાળા કાબળાના નામથી ઓળખાય છે ) ના વિષને પણ તે દુર કરે છે. જે ઉપરથી એવી જાતના ઝેરના કેશોમાં પણ તેનો ઉપયોગ કરવામાં આવતાં સંતોષકારક પરીણામ આવ્યું છે.

કોઈપણ મનુષ્યને સાપ અગર અફીણનું ઝેર ચડ્યું હોય તો એનાં મૂળ, ફળ અથવા કંદ આશરે ૫ા તોલો લેઇ પાણી સાથે વાટીને પાવાથી તે પાણી પેટમાં જતાની સાથે ઝાડો, ઉલટી અગર કંઇપણ ઉપદ્રવ ન થતાં ઝેર નાબુદ થાય છે. જો દરદી બેશુદ્ધ હોવાથી ઔષધ પી શકે તેમ ન હોયતો નોળવેલને પાણી સાથે ખૂબ ઘસી નીચોવી કાઢેલા રસને દરદીનાં ગલેફાંમાં આંગળીવડે ઘસવા જેથી ધીમે ધીમે તેની અસર ગળામાં થઇ પેટમાં જવાથી ૫થી ૦ાા કલાકમાં તે સાવધ થવા લાગશે. અને એમ સાવધ થાય એટલે રસ પાઇ દેવો.

ઊંદર, કુત્તા, વીછી વિગેરેના ડંખ ઉપર એનાં મૂળ પાણીમાં ઘસીને પીવાં તેમજ ડંખ ઉપર ચોપડવાં. વળી જે વ્રણમાં કીડા પડયા હોય તેમાં એને પાણીમાં ઘસી લગાડવાથી જંતુઓનો નાશ થઇ જલદી રૂઝ આવે છે.

એના આવા ગુણોની ખાત્રી હીંદની વનસ્પતિઓના ગુણદોષો સબંધિ શોધ કરનાર હાલના યુરોપીયન ડૉકટરોને પણ થઇ છે, અને તેથી ડેવરંડ નેર્ન પોતાના પુસ્તકમાં લખે છે કેઃ—

**This is one of the plants said to be an antidote to the cobra's bite, sought out and used by the Mangoose.**

સાપનું ઝેર ઊતારવા મંહોરા તરીકે પંકાતી જડીબુટ્ટીઓ પૈકીની આ પણ એક છે, અને સાપ સાથે લડતાં ઝેરથી બચવાને નોળીઓ તેને ઉપયોગમાં લે છે, અર્થાત્ જ્યારે, જ્યારે સાપ ડંખ મારે છે, ત્યારે, ત્યારે નોળીઓ તેને નજીકની વાડોમાંથી સુંઘી આવે છે અને એમ સુંઘવા માત્રથીજ તેને ઝેરની અસર થતી નથી.

---

## પીંપળો.

**સં.** અશ્વત્થ, પિપ્પલ, **હિં.** પીપલ **મ.** પિંપલ **લા.** **Ficus religio a.**

**વર્ણન**—એનાં ઝાડ હિન્દુ ધર્મશાસ્ત્ર પ્રમાણે પવિત્ર મનાતાં હોવાથી દરેક સ્થળે પ્રસિદ્ધ છે.

**ગુણદોષ અને ઉપયોગ**—પીંપળાના ઝાડમાં પ્રાણ વાયુને શુદ્ધ કરવાનો દીવ્ય ગુણ હોવાથી ક્ષય, દમ, મેલેરીઆ, વ.ત રક્ત,

મરકી વિગેરે ઘણાં એક પ્રાણઘાતક દરદો ઉપર એનો ઉપયોગ થઇ શકે છે, પરંતુ આ સ્થળે તેના માત્ર થોડા એક પ્રયોગો કે જે અનુભવ લેતાં અકસીર જણાયા છે તે આપીએ છીએ.

હીસ્ટોરીયાનું દરદ કેવું હઠીલું હોય છે તે કોઇપણ વૈદ્યથી અજાણ્યું નથી. આ દરદ માટે પીંપળાના ઝાડની તાજી કુંમળી વડવાઇ બે તોલા, જાવંત્રિ એક તોલો અને કસ્તુરી બેઆની ભાર લેઇ પ્રથમ વડવાઇના ટુકડા કરી બારીક ખાંડી તેમાં જાવંત્રિ નાંખી ખરલ કરી પછી કસ્તુરી મેળવી સારી પેઠે ઘુંટી તેની મગના દાણા જેવડી ગોળીઓ વાળવી. એ ગોળીઓમાંથી દિવસના ત્રણ વખત દરટાઇમે એક, એક, ગોળી ઠંડા પાણી સાથે દરદીને ગળાવવી અને ગોળી ખાધા પછી અડધા કલાકે થોડું દુધ પાવું, અથવા દુધમાં ચોખાની કાંજી કરીને પાવી એ પ્રમાણે પ્રયોગ ચાલુ રાખવાથી હીસ્ટીરીયાનું હઠીલું દરદ નાબુદ થાય છે.

એનાં ફળો રેચક તથા ખોરાકને પચવનારાં છે અને તે દમના દરદમાં આપવાથી અત્યંત ફાયદો થાય છે—આ વિષે લખતાં મહેરબાન નાડકર્ણી સાહેબ જણાવે છે કેઃ—

The fruit dried and powdered and taken in water for 14 days is said to remove asthma.

એનાં ફળને સુકવી ચુર્ણ કરી સવાર, સાંઝ દરેક ટાઇમે અાશરે એક તોલા જેટલું તે ચૂર્ણ પાણી સાથે લેવાથી ચૌદ દિવસમાં દમનું દરદ દુર થાય છે એમ કહેવાય છે.

એનાં કુમળાં પાંદડાંની કુંપળો રેચક ગણાય છે અને તે ખાવાથી ખસ અને દાદર જેવા ચામડીના ચેપી રોગો મટે છે. એની છાલ જો કે ગ્રાહીછે તથાપિ તેમાં પણ એવોજ રક્તશોધક ગુણ રહેલો

છે, અને તેથી એનો ઊકાળો પીવાથી પણ ખસ, દાદર જેવાં ચામડીનાં દરદો મટે છે, એટલુંજ નહિ પરંતુ પત, અને કોઢ જેવા મહાન ત્વચા રોગો ઉપર પણ તે ફાયદો કરે છે. આ કારણને લેઇનેજ ઘણા ખરા વૈદ્યો હરતાલને પ્રથમ એકત્રીસ દિવસ સુધી પીંપળાના રસમાં ઘુંટીને ત્યાર પછીજ તેની ભસ્મ બનાવવાનું પસંદ કરે છે.

એની તાજી છાલને સુકવી બાળીને રાખ કરવી. આ રાખનું જેટલું વજન થાય તેથી ચાર ઘણા પાણીમાં નાખીને સારી પેઠે ચોળી મસળીને ચાર, છ કલાક રહેવા દેવાથી રાખનો ભાગ જ્યારે નીચે બેસી જાય ત્યારે ઉપર ઉપરનું ઠરેલું પાણી નીતારી લેઇને દરદીને દરેક અડધા કલાકે એકથી ચાર અંવોળ જેટલું પાવાથી ગમે તે કારણથી ઊત્પન્ન થયેલી સખ્ત હેડકી તેમજ ભયંકર ઉલટી પણ બેસી જાય છે.

---

## પુત્ર જીવક.

**સં.** પુત્ર જીવક **હિં.** જીયાપોતા **મ.** પુત્ર જીવક **બં.** પુતજીયા **ક.** પુત્રજીવ **તે.** કુંવર જુવી **તૈ.** પુત્ર જીવક. પાતર જીબો, પુત્તર જીબો. **લા.** putrajiva Rox burghii.

**વર્ણન**–પુત્ર જીવકનાં ઝાડ આંબા, આંબલી જેવડાં મોટાં થતાં હોય તેઓને ઇંગોળીના ઝાડના આકારનાં પાંદડાં તેમજ ફળો થાય છે. મુંબાઇમાં રાણીના બાગમાં તેમજ પુનામાં પેશ્વા સરકારના વાડામાં એનાં ઝાડો છે. તેમજ કેટલાંએક જંગલોમાં પણ તે દ્રષ્ટિએ પડે છે.

**ઉપયોગ**–સ્વર્ગનો ખજાનો, સ્વર્ગની સીડી, સ્વર્ગની કુંચી,

સ્વર્ગનું વિમાન વિગેરે ગ્રંથોના કર્તા પ્રસિદ્ધ વૈદ્યરાજ અમૃતલાલ સુંદરજી પઢીયાર સને ૧૯૧૦ ના માર્ચ માસના વૈદ્યકલ્પતરૂમાં લખે છે કે-આ વનસ્પતિનાં લગભગ બધી ભાષાઓમાં પુત્ર જીવક એટલે પુત્રને જીવાડનાર એવો અર્થ સૂચવનારાં નામો છે; માટે તેમાં પુત્રને જીવાડવાની, ઉત્પન્ન કરવાની તેમજ રક્ષણ કરવાની શક્તિ છે એમાં કંઇ શક નથી, પરંતુ તેનો ઉપયોગ કેવી રીતે કરવો એ હકીકત પુરતી રીતે કોઇપણ પુસ્તક દ્વારા સમજાતી નથી. માત્ર જુનાગઢવાળા વૈદ્યરાજ રઘુનાથ ઇંદ્રજીના નિઘંટમાંથી મળી આવે છે કે બનારસ તરફના લોકો એના ઠળીયાની માળા બનાવી જેને પ્રજા ન થતી હોય અગર જીવતી ન હોય તેને પહેરવા આપે છે. આ ખુલાસો પુરતો નથી. કદાચ એની માળા પહેરવાથી છોકરાં મરતાં બચતા હોય તો પણ એ વાત મને અપૂર્ણ લાગે છે, માટે એનો કોઇ બીજો વધારે સારી રીતે ઉપયોગ થવો જોઇએ. એથી તેનો ઉપયોગ કેમ કરવો ? તથા ઉપયોગ કરવાથી શું ફાયદો થાય છે ? તે જો કોઈ જણાવશે તો મોટો ઉપકાર થશે. કારણ હાલના વખતમાં કસુવાવડ બહુ થાય છે. સ્ત્રીઓને સતાન પણ થતાં નથી, માટે આ ઔષધિનો સાચો શોધ થવાની જરૂર છે.

ઊક્ત વૈદ્યરાજના કહેવા મુજબ અમે પણ નિઘંટોમાં તેનાં પુત્ર જીવક, સુતજીવક, અપત્ય જીવક તેમજ ગર્ભદ: એટલે ગર્ભને ધારણ કરાવનાર વિગેરે નામો વાંચેલાં. પરંતુ તેનો ઉપયોગ કેવી રીતે કરવો તેની સમજણ પડતી નહોતી. એવામાં સિદ્ધ નિત્યનાથ રચિત રસ રત્નાકર ગ્રંથમાં વાંચવામાં આવ્યું કે:—

पूत्रजीवक बीजंपीत्वा पयसास्यपत्र मूलंवा ॥
योषिज्जीवद्वत्सा जनयतिदीर्घायुषं पुत्रम् ॥

પુત્ર જીવાનાં બીજ, પાંદડાં અથવા મૂળને દુધ સાથે પીવાથી જે સ્ત્રીને છોકરાં મરી જતાં હોય તે જીવદ્વત્સા એટલે જીવતાં છોકરાંવાળી થઇને દીર્ઘ આયુષ્યવાળા પુત્રને જન્મ આપે છે.

આ ઉપરથી તેનો ઉપયોગ કરી અનુભવ લેવાને ઉત્કંઠા ઉત્પન થઇ. એવામાં મથુરાં, કાશી, જગન્નાથ, રામેશ્વર વિગેરે તરફ યાત્રાએ જવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં કાશી તરફથી એનાં બીજ મેળવવામાં આવ્યાં, તેમજ મુંબાઇના વિકટોરીયા ગાર્ડનમાં એનું ઝાડ નજરે જોવામાં આવ્યું, ત્યારબાદ થોડો એક સમય વ્યતીત થતાં અત્રે રણાસણ તરફ એક દરદીની દવા કરવા જવાનું થતાં ત્યાંથી નજદીક આવેલા ચોમુખ મહાદેવનાં દર્શન કરવા જતાં, જંગલમાં એક પ્રકારનાં નવાં ઝાડ જોવામા આવતાં સાથે આવેલા ભોમીઆને એનુ નામ પુછવામાં આવ્યું, અને અહીંના લોકો એને પાતરજીભા અથવા તો પુત્તરજીભાના નામથી ઓળખે છે એમ તેણે જણાવ્યું, એ ઉપરથી અમને વિકટોરીયા ગાર્ડનમાં જોયેલા પુત્રજીવાના ઝાડનું ભાન થવાથી તરતજ તેનાં મૂળીઆ કઢાવી લીધાં.

જે દરદીની ચિકિત્સા કરવા અમે ગયા હતા તે એક બાઇ હોઇ તેને ગર્ભપાતનું દરદ હતું, અને કદાચ કોઇ બાળક પુરા માસે જન્મે તો થોડાજ દિવસોમાં મરી જતુ હતું, કારણ તેનું ધાવણ બીલકુલ પાણી જેવું હોઇ અત્યંત દુર્ગંધ મારતુ હોવાથી એક પણ બાળક તેને મુદ્દલ ધાવતુંજ નહોતું, અને કદાચ કોઇ બાળક ભુલથી ધાવવા જાય ખરૂં, પરંતુ દરેક બાળકને જન્મતાની સાથેજ શુલીઆનું દરદ લાગુ પડતું હોવાથી તેનાથી ધાવી પણ શકાતું નહોતું. વળી આ બાઇને પ્રદરનું દરદ અત્યંત જોરમાં હતું. યોનિ દાહ તો હમેશાં શરૂજ રહેતો અને પ્રસંગોપાત રતવા પણ દેખાવ દેતો હતો.

આ નવિન ઔષધ અજમાવવાની લાલસાને લીધે સાથે આ-ણેલું બીજું કોઈપણ ઔષધ તેને નહિ આપતાં આ મૂળીઆંજ આપ-વામાં આવ્યાં, અને દર રોજ સવાર, સાંઝ તેમાથી એક તોલા જેટલું મૂળ દુધમાં ઘસીને પીવાને કહ્યું. ખાટો, ખારો, તીખો ખોરાક બંધ કરવામાં આવ્યો અને દરદીની શ્રદ્ધા બેસવા માટે બીજા ઔષધ તરીકે ફક્ત ટંકણખારનાં પડીકાં આપવામાં આવ્યાં. આ પ્રયોગ શરૂ કર્યાં પછી ધીમે ધીમે તેનું દરદ ઘટવા લાગ્યું. એ, ત્રણ માસમાં ગર્ભ રહ્યો, અને ત્યાર બાદ પ્રસવ થતા સુધી આ પ્રયોગ ચાલુ રાખવાથી તેને ઘણોજ સુદૃઢ પુત્ર અવતર્યો. ધાવણ પણ બરાબર સુધરી ગયું અને ત્યાર પછી આજ સુધીમાં તેને બીજાં પાંચ સંતાન થયાં છે, જે દરેક સારી તનદુરસ્તી ભોગવે છે. ત્યારપછી વળી એજ રસરત્નાકર ગ્રંથના વિષાધિકારમાં વાંચવામાં આવ્યું છે કેઃ—

पुत्रजीवंफलंपज्जां शीततोये न प्रेषयेत् ।
भोजने चांजनेपाने लेपः सर्व विषापहः ॥
स्थावरं जंगमं क्रुर कृत्रिमं योगजं तथा ।
निष्कमात्रान्न संदेहः कालदष्टोहिजीवति ॥

પુત્ર જીવાનાં ફળોની મીંજ ચાર માસા જેટલી લેઈ ઠંડા પા-ણીમાં વાટી પીવાથી, આંજવાથી તેમજ લેપ કરવાથી સ્થાવર, જંગમ, ક્રૂર, બનાવટી તથા નાના પ્રકારના સંયોગો વડે ઉત્પન્ન કરેલાં ઝેરોનો નાશ થાય છે, અને સાક્ષાત્ કાળ સ્વરૂપી નાગે ડંખ માર્યો હોય તોપણ દરદી જીવે છે. વળી રસ રત્ન સમુચ્ચયમાં અવલોકવામાં આવ્યું કેઃ—

पुत्रजीवस्यमज्जातु जलैः पिष्ट्वाप्रलेपनात् ।
कालस्फोटंविषस्फोटं सद्योहन्यात्सवेदनम् ॥
ग्रंथ्यादि निखिलान रोगान्सर्व दोषाश्रयान्हरेत् ॥
कक्षाग्रंथि गलग्रंथिं महाग्रंथिंच नाशयेत् ॥
अन्यंचस्फोटकं तीव्रं पुत्रजिवीविनाशयेत् ॥
गुंजापत्रं शिलांयष्टीं गवाक्षीरेण पाययेत् ॥
तलस्फोटं निहंत्याशु मज्जावा पुत्रजीवजा ॥

પુત્ર જીવાનાં ફળોનો ગર્ભ પાણી સાથે વાટીને ચોપડવાથી મરણ ઉપજાવનારી દાહ યુક્ત ગાંઠ, ઝેરી મરકી જેવી ગાંઠ, તથા બીજી ગમે તે દોષના લીધે ઉત્પન્ન થયેલી ગાંઠ પણ તેની વેદના સહિત તત્કાળ દુર થાય છે.

કાખની ગાંઠ, ગળાની ગાંઠ, સાથળના મૂળની ગાંઠ, અને બીજી તીવ્ર પીડાવાળી ગાંઠોને પણ તે શમાવે છે.

ચણોઠીનાં પાંદડાં, મનશીલ અને જેઠીમધ એ બધાં સરખા ભાગે લેઈ ગાયના દુધ સાથે પાવાથી અથવા તો ફક્ત પુત્રજીવાનાં ફળોના ગર્ભને ગાયના દુધ સાથે પાવાથી મરકી જેવી મરણ ઉપજાવનારી ગાંઠ પણ મટી જાય છે.

આ બધા ઉપરથી અમને વિચાર ઉત્પન્ન થયો કે આ ઓષધની જ્યારે ઝેર ઉપર ખાસ અસર છે ત્યારે રતવા, ઉપદંશની ગરમી, પ્રમેહ વિગેરે દરદો કે જે એક પ્રકારના ઝેરને લીધેજ ઉત્પન્ન થાય છે; તેઓના માટે આ ઔષધનો ઉપયોગ થઇ શકે કે કેમ? અને

તેથી તેવાં દરદથી પીડાતાં દરદીઓ માટે પણ એનો ઉપયોગ કરી જોતાં સંતોષકારક પરિણામ આવ્યુ છે.

કસુવાવડ, ગરમી. રતવા પરમીઓ, કંઠમાળ, પ્રદર વિસ્ફોટક વિગેરે દરદોથી વાંઝીયાપણું ભોગવતી લગભગ પચ્ચીશેક સ્ત્રીઓ માટે એનો ઉપયોગ કરવામાં આવતાં સુમારે વીશેક સ્ત્રીઓ માટે સંતોષકારક પરીણામ આવ્યું છે, તેમજ વિષચિકિત્સામાં પણ કેટલોએક અનુભવ પ્રાપ્ત થયો છે. તોપણ હજુ વિશેષ અનુભવ લેવાય છે. જે, પરીણામ ઈશ્વરેચ્છા હશે તો બીજા પ્રસંગે પ્રગટ કરવામાં આવશે.

---

## ફાંગ.

**સં.** ફંજી, અપરાજીતા, **હિં.** ફંજી **મ.** ફાંજી **લા** Rivesi Lypoocrater forms.

**વર્ણન**—એના વેલા ઘણા મજબુત અને લાંબા હોય છે. અને તેને ઓથ મલે તો તે ઘણેભાગે વાડ કે ઝાડ ઉપર ચઢી જાય છે. તેની ડાંડી અને શાખાઓ ફીકા લીલા કે જાંબુડા રંગની હોય છે. અને તે આડી અવળી મરડાએલી હોય છે. એનાં પાંદડાં પહોળાં અને ગોળાઇ લેતાં તથા ફુલ મોટાં, ધોળાં, લાંબી નળીવાળાં અને માધવીનાં ફુલો જેવી મધુરી સુગંધવાળાં હોય છે. તે ઉનાળામાં તેમ ચોમાસામાં રાત્રિના સમયે ખીલે છે. ફળો તપખીરીઆ રંગનાં હોઇ શિયાળે પાકે છે. પાંદડાંની લંબાઈ બેથી ચાર ઇંચ અને પહોળાઈ ત્રણથી ૬ ઇંચ હોય છે.

**ઉપયોગ**—એનાં મૂળીયાં તથા ડાંડીઓ પાણી સાથે ઘસીને વીંછીના ડંખ ઉપર ચોપડાય છે, એટલુંજ નહિ પરંતુ એના મૂળને

થોડાએકવાર હાથમાં ધારણ કરી રાખવાથી પણ વીંછીનું ઝેર ઊતરી જાય છે; અને તેથી વીંછીંના ઝેરના દૈવી ઇલાજ તરીકે આજકાલ કેટલાએક શહેરોમાં એના મૂળના ટુકડા ચાર, ચાર, કે ૭, ૭ આનાની કિંમતે વેચાય છે. જેને લોકો અન્ય દીવ્ય ઓષધ માની મોહમાં પડે છે, પરંતુ તે આ વનસ્પતિનાં મૂળીઆંજ છે; અને તેને વેચનારા મનાવે છે તેટલો બધો એમાં ગુણ નથી, પરંતુ અમુક સમય સુધીજ તે ફાયદો કરે છે.

---

## બકરી.

સં. છાગ, અજા, હિં. બકરી ઈ. She goat.

વર્ણન—આ પ્રાણી સર્વત્ર પ્રસિદ્ધ હોવાથી વિવરણની જરૂર નથી.

ઉપયોગ—એના કલેજામાં લીંડીપીંપર પકવીને તેનું આંખમાં અંજન કરવાથી રતાંધળાપણાનું દરદ દુર થાય છે, છપ્પનીઆ દુષ્કાળમાં હજારો મનુષ્યો એ દરદથી પીડાતાં હતાં ત્યારે આ ઉપાય કરવાથી દરેક મનુષ્યને આરામ થતો હતો. અમદાવાદ જીલ્લાના આબકારી ખાતાના એક ઇન્સ્પેકટર સાહેબ કે જેઓનું નામ અત્યારે અમને યાદ નથી, પરંતુ તેઓ પારસી સદ્‌ગૃહસ્થ હોઇ વિદ્યાનુરાગી હોવાથી અમારા જડીબુટ્ટી સંબંધીના પુસ્તકની પ્રથમાવૃત્તિના ગ્રાહક હતા, તેઓ સાથે થએલા સમાગમ સમયની વાતચિત્તમાં તેઓ સાહેબે જણાવ્યું હતું કે:—આ ઇલાજ મેં મુંબાઈ ઇલાકાના ચીફ મેડીકલ ઓફીસર સાહેબને લખી જણાવ્યો હતો. તેના જવાબમાં તે નામદારે અભિપ્રાય લખી મોકલાવ્યો છે કે:—દેશી વૈદ્યકના અસંખ્ય પ્રયોગોનો મેં અનુભવ લીધો છે પરંતુ આના જેવું સોએ સો ટકા સંતોષકારક

પરીણામ આપનારૂં બીજું એક પણ ઔષધ મારા અનુભવમાં આવ્યું નથી.

આ દીવ્ય ઔષધની બનાવટ અને ઉપયોગ નીચે મુજબ છે.

૦। તોલા લીંડીપીંપર અથવા કાળાં મરીને કોઇપણ ચેપી દરદ સિવાયની તરતની મરેલી બકરીના કલેજામાં ભરી બિલકુલ મંદાગ્નિ એટલે ભરસાડમાં એવી રીતે પકવી લેવી કે જેથી તે કલેજામાંનું પિત્ત પીંપર શોષી જાય, અગ્નિ એવો સખ્ત ન હોવો જોઇએ કે જેથી કલેજુ બળી જાય; પછી તે પીંપરને વાટી આખોમાં અંજન કરવું, જેથી બે, ચાર દિવસમાંજ એ દરદ નાબુદ થઇ જશે.

**એક વિશેષ અનુભવ**—આશરે એક મણ અડાયાં છાણાંને એક ખાડામા ભરી તેમા બકરીનાં હાડકાંને મુકીને અગ્નિ સળગાવવાથી ચુનાના કાંકરાઓની માફક તે હાડકાં પાકી જાય છે, અને તેથી જ્યારે અગ્નિ શીતળ થઇ જાય ત્યારે આ હાડકાંને કાઢી લેઇ બારીક ખરલ કરીને એક સુંદર બાટલીમાં ભરી રાખવાં જે અજાસ્થિ એટલે બકરાંના હાડકાંની ભસ્મના નામે ઓળખાય છે. આ ભસ્મ દર ટાઇમે એક વાલ જેટલી લેઇ તેમાં બે વાલ લીંડી પીંપરનુ ચૂર્ણ મેળવી મધ કે ઘી સાકર સાથે ચાટવાથી અજીર્ણ, અમ્લપીત્ત, અતિસાર, સંગ્રહણી વિગેરે દરદોમાં ફાયદો થાય છે. વળી આ ભસ્મમાં તેનાથી અડધા વજન જેટલી લોહ ભસ્મ મેળવીને પછી ઉપર મુજબ રીતથી ઉપયોગ કરવાથી ધાતુની નબળાઇ દુર થાય છે.

આ ભસ્મ બે ભાગ, પારો એક ભાગ અને એરંડીનાં બીંજ ચાર તોલા લેઇ ખરલમાં નાંખી સારી પેઠે ઘુંટવાથી પારો તેમાં મળી જઇ સુંદર, આસમાની રંગનો મલમ તૈયાર થાય છે. આ મલમ જો

જ્યારે કઠીણ થાય તો તેમાં ઘી ઉમેરી જોઇએ તેવા સ્વરૂપમાં બ-નાવી હંમેશાં ચોપડવાથી નહિ રૂઝાતાં ગુમડાં. ભરનીંગળ પડેલાં ધારાં, ફોલાં ખરજવાં. માથામાં થતાં ગુંદરીઆં ગુમડાં વિગેરે આબાદ રીતે નાબુદ થાય છે. નાડી વ્રણ અને ભગંદરનાં આ મલમ એમને એમ ચોપડવા કરતાં તેના લેપવાળી દીવેટ ઉતારવાથી જહેલ્દી રૂઝ આવે છે.

બકરીના વાળ અને તલનું તેલ એ બે ચીજો સરખા ભાગે લેઇ લોઢાની કઢાઇમાં નાંખી ચુલે ચઢાવી સારી પેઠે હલાવતા રહી મંદાગ્નિએ તળવાથી એ વાળ ઓગળીને તેનો તેલમાં પુડલો બંધાઇ જાય એટલે નીચે ઉતારી તે બધું સારી પેઠે ખરલ કરીને એક પહોળા મોંઢાની બાટલીમાં ભરી રાખવું. આ ' કેશતેલ " નામનું ઔષધ કહેવાય છે. અને તેનો પણ નહિ રૂઝાતાં ગુમડાં, ખસ, ખરજવાં, નાડી વ્રણ, ભગંદર વિગેરે ઊપર ચોપડવામાં ઊપયોગ થાય છે. આ ઔષધ જ્યારે અગ્નિ ઉપર હોય ત્યારે એટલે તેનો તળઇને પુડલો બંધાય ત્યારે તેમાં કોઇ કોઈ વૈદ્યો ચોથા ભાગનુ મીણ ઉમેરે છે, જેથી તેનો ગુમડાં ઉપર ચોપડવા લાયક ઘાટો મલમ બને છે. વળી ખસ ઉપર લગાવવા માટે આ મલમનો ઊપયોગ કરતા પહેલાં તેમાં ગંધક પણ ઊમેરવામાં આવે છે.

## માલકાંકણી.

**સં.** જ્યોતિષ્મતી, કંગુની, **મ.** માલકાંકણી **હિં.** માલકંગુની, **બં.** લતા ફટકી, **ફા.** કાલ **લા.** સિલેસટ્સ્ પેનિકયુલેટા.

**વર્ણન**—માલકાંકણીના વેલા થાય છે, અને કાંટાવાળા ઝાડવાં તથા વાડોની નજીક ઊગીને ઘણા લાંબા વધી બીજાં ઊંચાં ઝાડો ઊપર ચઢી જાય છે, પાંદડાં છેટે છેટે આવેલા હોઇ તે બેથી પાંચ

ઈંચ લાંબાં અને એકથી ત્રણ ઈંચ પહોળાં હોઈ, આકારમાં લંબગોળ અથવા તળીએથી સાંકડાં અને મથાળેથી પહોળાં કે, મથાળે સાંકડાં અને તળીએ પહોળાં એમ તરેહવાર હોય છે. પાંદડાં દેખાવમાં જરા નરમ હોઇ તેને ચોળતાં તેમાંથી જરા તીખી વાસ આવે છે, અને સ્વાદ દાહક હોય છે. શાખાઓના છેડે ફુલની લાંબી શેડો આવે છે. તેમાં ૦। થી ૦।। ઇંચ જેટલા વ્યાસનાં પીળાશ લેતાં લીલા રંગનાં ફુલો વૈશાક, જેઠમાં આવે છે. અને અષાઢ-શ્રાવણમાં ગુંદીનાં ફળ જેવડાં લીલા રંગનાં ફળોનાં ઝુમખાં બેસે છે, તે પાકે છે ત્યારે પીળા રંગનાં થઇ કપાસનાં કાલાંની માફક ઉઘડી જાય છે, તેમાં પડદાની અંદર ગોળ, ચપટાં અને પીળા રંગનાં બીજ રહે છે. એ બીને પીલીને કાઢવાથી તેમાંથી રતાશ મારતું અથવા પીળું તેલ મળી આવે છે, તેનો ગંધ તીવ્ર હોય છે અને જો સલફ્યુરીક એસીડમાં મેળવવામાં આવે તો તેનો રંગ કાળો થઇ જાય છે. એ તેલને થોડીવાર પડી રહેવા દીધું હોય તો તેના નીચે ચરબીના જેવો થર થઇ જાયછે.

गुण—ज्योतिष्मति कटुस्तिक्ता सराकफ समीरजित् ।
अत्युष्णा वामनी तिक्ष्णा वन्हि बुद्धि स्मृतिप्रदा ॥

માલકાંકણી તીખી, કડવી, સારક કફ અને વાયુનાશક, અત્યંત ગરમ, ઊલટી કરનાર, તિક્ષ્ણ તથા જઠરાગ્નિ, બુદ્ધિ અને સ્મરણ શક્તિને આપવાવાળી છે.

—મદનપાલ.

આ ઔષધીમાં બુદ્ધિ ખીલવવાનો અજબ ગુણ છે. એવું પ્રાચિન ગ્રંથોથી માલમ પડે છે, પરંતુ હાલમાં તેવો અનુભવ કોઇ ભાગ્યેજ લે છે.

કહેવાય છે કે તેલંગણ દેશમાં ઇલેશ્વર નામે નગર છે, તેમાં સોળમા સૈકામાં ઇલેશ્વરોપાધ્યાય નામનો સમર્થ વિદ્વાન બ્રાહ્મણ હતો જેના ત્યાં પાંચસો વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હતા. કેટલાએક મંદબુદ્ધિના શિષ્યોને માટે તે પંડિતે આ ઔષધિનો ઉપયોગ કરવાથી, તેમની બુદ્ધિ એટલી બધી વધી હતી કે ગમે તેવાં કઠીણ શાસ્ત્રો પણ તેઓ સરળતાથી શીખી જતા હતા. આ પંડિતને નાચી નામની એક પુત્રી હતી. જે જુવાનીમાં વિધવા થએલી હોવાથી વિદ્યાભ્યાસમાંજ પોતાનું જીવન ગાળવાનો તેણે નિશ્ચય કર્યો હતો. માલકાંકણીનું તેલ પુષ્કળ પ્રમાણમાં પીવાથી બુદ્ધિ ઘણી ચપળ થાય છે, અથવા તો તેનાથી પાંચ કલાકમાં મૃત્યુ થાય છે. એવી વાત તેણીએ પોતાના પીતાના મુખથી સાંભળેલી હોવાથી એક દીવસ અનુભવ લેવાને તે તેલ તેણીએ પુષ્કળ પ્રમાણમાં પીધું. થોડા વખતમાં એ તેલની ગરમીને લીધે તેના આખા અંગમાં એવો દાહ બળવા લાગ્યો કે તેથી અકળાઇને બાવરી ( ગાંડી ) બની તે એક કુવામાં પડી. તેના પીતાને આ વાતની ખબર પડતાં તે કુવા ઊપર ગયો, અને નાચીને કહ્યું કે પાણીમાં રહેવાથી તારી ગરમી સમાઇ જશે, પછી કેટલાએક કલાક સુધી તે પાણીમાંજ રહે એવી તજવીજ કરી આપવાથી તેની સર્વે ગરમી શાન્ત પામી એટલુંજ નહિં પરંતુ તેની બુદ્ધિ એટલી બધી તીવ્ર થઈ કે થોડી મુદતમાં સર્વે શાસ્ત્રો અને કળામાં પ્રવીણ થઈ કઠીણ વિષયો ઉપર શીઘ્ર વ્યાખ્યાન આપવા ઉપરાંત શીઘ્ર કવિતા કરવા લાગી.

વૈદ્ય શિરોમણિ વાગભટ્ટ પોતાના રસ રત્ન સમુચ્ચય નામના ગ્રંથમાં જણાવે છે કેઃ–માલકાંકણી નામની વેલ પીળાશ પડતા રંગનાં તથા પીળાં સુશોભિત ફળોવાળી થાય છે. એ માલકાંકણીનાં બીજ

આસો માસમાં શુકલ પક્ષમાં લાવવાં, અને તેને તલની માફક ઘાણીમાં પીલાવીને તેલ કાઢવું. અથવા ખાણીએ ખાંડી કપડામાં નાંખી મુઠીથી નિચોવી તેલ કાઢી ગાળી લેવું. પછી તેલ જેટલું ગાયનું દુધ અને તેલથી ચોથા ભાગનું મધ નાંખી ધીમા અગ્નિથી પકાવતાં રસનો ભાગ બળી જઇ માત્ર તેલ બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેઇ તેને એક ઘીના રીઢા વાસણમાં અથવા કાચની બાટલીમાં ભરી તેમાં ચણકબાબ, કપુર, તજ અને જાયફળ એ બધાં સરખા વજને લેઇ કરેલું ચૂર્ણ તેલના વજનથી આઠમા ભાગનું નાંખી, તે વાસણનું મ્હોડું બંધ કરી અનાજના ઢગલામાં એકવીસ દિવસ રાખી મુકવું, પછી બહાર કાઢી ગાળી લેઈ સંભાળથી રાખી મકવું.

સવારમાં સુર્યોદય વખતે ચાર તોલા જેટલું એ તેલ પીવડાવવાથી થોડીવારમાં પીનાર માણસ બેભાન થઈ જશે. પછી ધીમે ધીમે શુદ્ધિ આવશે ત્યારે તે બુમો પાડવા તથા રોવા લાગશે. ત્યારે તેને ભૂખ લાગેલી જણાય અને ખાવા માગે ત્યારે દુધ ભાતનો ખોરાક આપવો. એ પ્રમાણે હમેશાં ચાર, ચાર તોલા તેલ પીવડાવવું. જે પ્રકૃતિને માફક આવતાં સુધી પ્રથમની માફક સ્થિતિ હમેશાં થશે. પરંતુ પંદર, વીશ દીવસ પછી તેવો કંઇ ઉપદ્રવ થશે નહિ.

આ પ્રમાણે એક મહિના સુધી એ તેલ સેવનાર મનુષ્ય શ્રુતધર એટલે ખાસ અધ્યયન કર્યા સિવાય જે કંઇ સાંભળે તે બધી વિદ્યાઓ યાદ રાખવાની તીવ્ર બુદ્ધિવાળો થાય છે. બે માસ સેવવાથી સૂર્યના જેવી કાન્તિવાળો, ત્રણ માસ સેવવાથી દેવતાઓને વશ કરવાવાળો, ને ચાર માસ સેવવાથી પોતાનું શરીર કોઇ ન દેખી શકે તેવો થાય છે.

આ ઔષધિ સંબંધી આવી મતલબના બીજા પણ અનેક પ્ર-

યોગો જુદા જુદા ગ્રંથોમાં મળી આવે છે, પરંતુ વાંચકોની ખાત્રી માટે આ બે ઉદાહરણો બસ થશે. એ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે બુદ્ધિને તીવ્ર બનાવવાનો તેમાં અજબ ગુણ છે, પરંતુ વધારે પ્રમાણમાં લેવાથી અત્યંત દાહ થવો. બેશુદ્ધિ આવવી, ઝાડા. ઉલટી થવાં વિગેરે ઉપદ્રવો પણ સમાએલા છે અને તેથી કેટલા પ્રમાણમાં નિર્ભય રીતે વાપરી શકાય એ વિચારવા જેવું છે.

મદ્રાસ સરકારના ઓનરરી સરજન ખાનબહાદુર મુઇદીન શરીફ કે જેમને નામદાર સરકારે આર્ય ઔષધીઓના ગુણોનો અનુભવ લેવાના કામમાં રોકયા હતા, તેઓ પોતાના દીર્ઘ સમયના અનુભવના આધારે જણાવે છે કેઃ—માલકાંકણીનાં બીજને પાણી સાથે ઉકાળી અર્ક કાઢવાની રીતે ખેંચવામાં આવેલું તેલ કે જેને આપણે ઓલીયમ નાઇગ્રમ અથવા તો કાળા તેલનાં નામે ઓળખીએ છીએ તેમાં અને બીયાં કચરીને કાઢવામાં આવેલા તેલમાં ખુલ્લી રીતે તફાવત છે. કારણ ઉકાળીને કાઢવામાં આવેલું તેલ જ્યારે કાળું અને ઉગ્ર ગંધવાળું હોય છે, ત્યારે દાબીને કાઢવામાં આવેલું પીળા રંગનું અને સાદા તેલને મળતુંજ નીકળે છે, દક્ષિણ સરકારના વિજાગાપટ્ટણ અને મછલીપટ્ટણમાં કાળી જાતનું તેલ ઉત્તમ રીતે કાઢવામાં આવે છે,અને તે મૂત્રલ, સ્વેદલ તથા જ્ઞાન તંતુઓને ઉત્તેજન આપનાર તરીકે સારૂં છે. બેરી બેરી નામના વ્યાધીના માટે તે સર્વોત્તમ અને ચોકસ ઇલાજ છે, બીજી દવાઓનો લાંબા સમય સુધી ઉપયોગ કર્યા છતાં પણ જેમને આરામ થયેલો નહિ, એવા ઘણા કેસોમાં આ તેલ શરૂ કરવાની સાથેજ ઉત્તમ અસર જણાઇ છે. આ ઔષધની પહેલીજ ઉત્તમ અસર એ થાય છે કે તેનાથી પેશાબનો જથો વધે છે, અને તેથી સોજાને હતા નહતા કરી દે છે. જે ઉપરથી પૂર્ણ સ્વરૂપમાં

આવી ગયેલા જળોદરના કેસોમાં પણ મેં તેને વાપર્યું છે. અને તમાં પણ સારું પરીણામ આવ્યું છે. આ તેલ મૂત્રલ તરીકે ૧૦ થી ૨૦ ટીંપાં, પરસેવો લાવનાર તરીકે પાંચથી પંદર ટીંપાં અને જ્ઞાનતંતુઓને ઉત્તેજીત કરવાને માટે પણ એજ પ્રમાણથી આપવામાં આવે છે.

**ફાર્માકોપીઆઇન્ડિકા**—નામના પુસ્તકમાં ડૉકટર બેડન પોવેલ લખેછે કેઃ-આ તેલ બેરીબેરીના માટે સર્વોત્તમ દવા છે. સંધિવા અને પક્ષઘાતમાં પણ તે આપવામાં આવે છે, જ્યારે તેના ૧૦ થી ૧૫ ટીંપાં દિવસમાં બે વખત આપવામાં આવે છે ત્યારે તેની સંગીન ઉત્તેજક અસર થાય છે, અને થોડાક લોકોમાં ક્ષીણતા કર્યા સિવાય પુષ્કળ પરસેવો લાવે છે. તાજાં દરદોમાં તો તે ખાસ અસરકારક છેજ; પરંતુ જ્યારે જ્ઞાન તંતુનાં અને પક્ષઘાતનાં ચિન્હો પૂર્ણ રીતે દેખાતાં હોય છે ત્યારે પણ તે ખાસ ફાયદો કરે છે.

ડૉકટર ડીમક જણાવે છે કેઃ—એનાં બીયાંને કચરીને તેની સાથે લોબાન, લવિંગ જાયફળ અને જાવંત્રિ એ બધાં મળી આઠમા ભાગનાં મેળવી અર્કની રીતે તેલ ખેંચવામાં આવે છે.

આ ઉપરથી જણાય છે કે તેનું અર્કની રીતે ખેંચેલું તેલ ત્રીશ ટીંપાં એટલે લગભગ બે માસા જેટલું એકી વખતે લેવ.ને હરકત આવતી નથી, તો પછી પાલીને કાઢવામાં આવેલું તેલ કે જે તેના કરતાં ઓછું તીવ્ર હોય છે, તે ચાર માસા જેટલું લેવાય તો કંઇ પણ વાંધો આવે નહિ. પરંતુ એટલા પ્રમાણમાં લેવાથી બુદ્ધિ તીવ્ર થાય કે નહિ ? એવી શંકા ઉપસ્થિત થાય છે.

ઉપરોક્ત મહાત્મા વાગ્ભટ વળી આ તેલનો ઉપયોગ કરવાની એક બીજી રીત એવી બતાવે છે કેઃ—જમીનમાં એક હાથ ઊંડા

ખાડો કરી તેમાં એક ત્રાંબાનું વાસણ મુકવું. એ વાસણમાં એક સો તોલા માલકાકણીનું પીલીને કાઢેલું તેલ ભરવું. ત્યારબાદ વાસણનું મહોડું ઢાંકણાથી બંધ કરીને રેણ દેઇ તે ખાડાને ચારે બાજુથી ધુળ દબાવી ભરી દેવો કે જેથી વાસણનો કંઇપણ ભાગ દેખાય નહિ. ૭ મહિના સુધી એ વાસણને જેમનું તેમ જમીનમાં રાખ્યા પછી તે જમીન ઉપર ડાંગરનાં ફોતરાંનો સાધારણ અગ્નિ આપવો. અને જ્યારે જમીન ઠંડી થાય ત્યારબાદ વાસણને બહાર કાઢી તેમાંથી તેલ ખાવાનો આરંભ કરવો. પહેલા દિવસે એક માસો એટલે લગભગ પંદર ટીપાં, બીજા દિવસે બે માસા, ત્રીજા દિવસે ત્રણ માસા અને ચોથા દિવસે ચાર માસા એટલે સાઠ ટીંપાં તેલ પીવું. પછી દરરોજ સાઠ ટીંપાંના પ્રમાણથીજ એ તેલ પીધાં કરવું. અને તેના ઉપર માત્ર દુધ અને મીઠું નાંખ્યા સિવાયનો ભાત કે ઘઉંની રોટલીનોજ ખોરાક લેવો. એ મુજબ બરાબર ત્રણ વર્ષનો પ્રયોગ કરવાથી તે મનુષ્ય એવો મોટો કવિ થાય છે કે જેની બરોબરી કોઇપણ કરી શકતુ નથી. વળી તેનું શરીર દીર્ઘાયુષ્ય ભોગવી શકે તેવું દઢ થાય છે.

બેશક ! સાધારણ મનુષ્યોથી પણ બની શકે તેવો આ નિર્ભય અને સરળ પ્રયોગ છે. આ પ્રયોગની મુદત જે ત્રણ વર્ષના માટે બનાવવામાં આવી છે તે દિવ્ય બુદ્ધિ પ્રાપ્ત કરવાને માટે છે. પરંતુ માત્ર ત્રણ માસનો પ્રયોગ કરવાથી પણ સ્મરણ શક્તિ, ધારણા અને બુદ્ધિબળમાં અજાયબ જેવો સુધારો થઇ શકે છે એવું કાશી, કાંચી અને અયોધ્યા વિગેરેના કેટલાએક વિદ્વાનો કે જેઓ પોતાના શિષ્યોના માટે આ તેલનો ઉપયોગ કરે છે તેઓના મુખથી અમે સાંભળેલુ છે, તેમજ એકાદ, બે કેસોમાં અનુભવ્યું પણ છે.

ઊચ્ચ શ્રેણિનો અભ્યાસ કરતા આજકાલના યુવકો કે જેઓને અતિશય મગજમારી કરવી પડે છે. તેઓ જો આ પ્રયોગનું સેવન કરે તો બેશક ! તેઓનો અભ્યાસ ઘણોજ સુખ સાધ્ય થઈ જાય. બજારમાં ગાંધીઓને ત્યાં માલકાંકણીનાં બી પુષ્કળ જથામાં મળી શકે છે, અને તેઓને ઘાણીમાં પીલવાથી તેલ મેળવી શકાય છે. આ બીયાંના ચપટાપણાને લેઇને અગર તો ચીકાશને લેઇને ઘાણીમાં પીલતાં બરાબર રીતે ન ફાવે તો તેમાં થોડા એક ગુણપાટના ટુકડા મેળવીને પીલવાથી સહેલાઇથી તેલ નીકળી આવે છે.

ધારણા અને સ્મરણ શકિતને વધારવાનો એમાં ગુણ હોવાથી વાઈ અને દીવાનાપણાના કેસોમાં પણ વૈદ્યો તેનો બહોળો ઉપયોગ કરે છે. કેટલીએક વખતે વાઇનું દરદ જોઇએ તેટલું સ્પષ્ટપણે ઓળખાય તેટલા જોરમાં નહોતાં માત્ર દરદીને ફેર આવી એક મિનિટના માટે બે શુદ્ધ થઇ જાય છે, અને પછી તરતજ શુદ્ધિમાં આવે છે; તથા મોઢે ફીણ વિગેરે આવતું નથી. એવા કેસોમાં તેનું તેલ બેઆની ભારથી ૰ા તોલાની માત્રામાં આપવાથી રામબાણ ફાયદો થાય છે. વળી એ તેલના માલીસથી આંચકી તથા કોલેરામાં ગોટલા ચડવા બંધ થાય છે. નાડીવ્રણ એટલે ભરનીંગળ પડેલાં ચાંદાં તથા ભગંદરમાં ચોપડવાથી ફતેહમંદ રીતે રૂઝ લાવે છે. કાકચંડીશ્વર નામનો સમર્થ પ્રાચીન રસાયન શાસ્ત્રી જણાવે છે કેઃ—હલકી જાતના સોનાને વારંવાર ઓગાળીને એના તેલમાં બુઝાવવાથી તેના કસમાં વધારો થાય છે.

આ સિવાય વળી આ ઔષધિનો બીજો એક દીવ્ય ગુણ એ અનુભવવામાં આવ્યો છે કેઃ—એનાં મૂળને રવીવારે ખોદી લાવી તેમાંથી ચાર આંગળનો ટુકડો લેઇ કાળા કપડામાં શીવી રાખવો. બાદ જે

સ્ત્રીને ગર્ભપાત થતો હોય તેની કમરે બાંધવાથી ગર્ભપાત થતો અટકી જાય છે. જે સ્ત્રીને વારંવાર ગર્ભપાત થતો હોય તેણે પોતાને ગર્ભ રહે ત્યારથી એ પ્રમાણે એ મૂળને કમરે બાંધી રાખવું અને જ્યારે પ્રસવના દિવસો નજીક આવે ત્યારે છોડી નાંખવું. આ ટુચકો આર દોરીના નામે વ્યવહારમાં પ્રસિદ્ધ છે અને તે અયોધ્યા નિવાસી મહાત્મા સરજુદાસજી મારફત પ્રાપ્ત થયો હતો.

---

## મીઠું.

સં. લવણ, હિં. નોન મ. મીઠ ગુ. વડાગરૂ મીઠું ફા. નિમક અં. Solt. લા. Chloride of Sodium.

**વર્ણન**—મીઠું દરરોજના ખોરાક સાથે વપરાતું હોવાથી તે સર્વત્ર પ્રસિદ્ધ છે.

**ઉપયોગ**—જે ચીજોને આપણે છેક નજીવી ગણીએ છીએ તેમાં પણ કેટલીએક વખતે રોગ શમનનો વિલક્ષણ પ્રભાવ રહેલો જણાઇ આવે છે. મીઠું કે જે દરરોજના ખોરાકની ચીજ હોવાથી ભોજનને રુચિકર બનાવવા ઉપરાંત તેમાં કંઇ વિશેષ પ્રભાવ રહેલો હોય એવું ભાગ્યેજ આપણી કલ્પનામાં આવી શકે છે, પરંતુ કેટલીએક જાતના જ્વરોનું શમન કરવાનો તેમાં અજબ ગુણ રહેલો છે એવું જ્યારે આપણા જાણવામાં આવે છે ત્યારે આશ્ચર્યતાનો પાર રહેતો નથી. આ અનુભવ કંઇ નવો નથી. પ્રાચીનકાળના મહર્ષિઓ આ વાત સારી પેઠે જાણતા હતા, માત્ર પ્રમાદને લેઇને તે સબંધિના જ્ઞાનનો લાભ આપણે ખોયો છે. પરંતુ હાલમાં પશ્ચિમનો બ્રુક નામનો ડૉક્ટર એના સબંધમાં ડિમડિમ્ વગાડીને કહે છે કેઃ—જ્યારે હું હંગ-

રીના અને દક્ષિણ અમેરિકાના જીલ્લાઓમાં ફરતો હતો, ત્યારે ત્યાં ચાલતા મેલેરીઆ તાવનો એક સાદો ઉપાય અજમાવતો હતો; જે એવો હતો કે:–બારીક ખાંડેલું મીઠું એક મુઠી લેઇ તેને ધીમા તાપે સાફ કઢાઇમાં શેકતાં તેનો રંગ બદલાઇને બળી ગયેલી કાફી જેવો થાય ત્યારે નીચે ઉતારી ઠંડુ થવા દેઇ એક બાટલીમાં ભરી રાખતો. બાદ તેમાંથી એક મોટો ચમચો ભરીને ગરમ પાણીમાં મેળવીને દરદીને પીવડાવતો અને તેના ઉપર બે, ત્રણ કલાક સુધી કોઇપણ જાતનો ખોરાક મુદ્દલ આપતો નહિ. આ દવા લેવાથી દરદીઓને અતિશય તરસ લાગતી છતાં તેઓને ઘણુંજ થોડું પાણી પીવાને આપતો અને ભૂખ લાગે ત્યારે હલકો પરંતુ પુષ્ટિકારક ખોરાક ખાવાને કહેતો, તેમજ શરદીથી બચવાને સમજાવતો, બીજા દિવસે સવારે પણ ભૂખ્યા પેટે એજ દવા પાતો જેથી તેઓનો તાવ તદન નાબુદ થઈ જતો. એકાંતરીઆ અને ચોથીઆ તાવવાળાને પણ તાવ ઉતરી ગયા પછી થોડીવારે આજ દવા આપવામાં આવતી હતી. ભૂખ્યા પેટેજ આ દવા બરાબર ફાયદો કરે છે અને તેથી તે જેને આપવી હોય તેને એવીજ સ્થિતિમાં આપવી જોઇએ. છેલ્લાં અઢાર વર્ષોમાં ઘણા એક દરદીઓ ઉપર આ નીમકનોજ ઉપયોગ કરી જોતાં જેઓએ બરાબર રીતે દવા લેવાનો તથા ખોરાકનો નિયમ રાખ્યો હતો તેઓ પૈકી એક પણ દરદી નિરાશ થયો નહોતો. આ સાદા ઉપાયથી હંગેરી મધ્યે હજારો મનુષ્યો સારાં થયાં છે. ઈબીસ નામની સ્ટીમર પર કામ કરનારા એક અમલદારનો ઘણાં વર્ષોનો તાવ આ ઉપાયથી ચોવીશ કલાકમાંજ નાબુદ થયો હતો. અમેરિકાના ગરમ ભાગોમાં વસતા યુરોપીઅનોના મોટા ભાગને ઘણો તાવ આવે છે અને દારૂ તથા ક્વિનાઇન લીધા છતાં પણ તેમાંના સેંકડો દરદીઓ મરણ પામે

છે. ત્યારે તેમની નજીકના ભાગોમાં વસતા જે દરદીઓ આ ઉપાય અજમાવે છે તેઓમાંના દરેક દરદી સારાજ થાય છે. "**વૈદ્ય કલ્પતરૂ અને ૧૯૧૦ ઉપરથી.**"

આ ડૉકટર સાહેબ માત્ર મેલેરીઆના તાવ માટેજ મીઠાનો ઉપયોગ જણાવે છે અને તેને પોતાની નવિન શોધ મનાવે છે, ત્યારે આપણા પ્રાચીન મહર્ષિ ભાવમિશ્ર તો એથી આગળ વધી એટલા સુધી જણાવે છે કેઃ-

**शटी निशाद्वयंदारु शुण्ठी पुष्कर मूलकम् ॥**
**एलागुडुची कटुका पर्पटश्च यवासकः ॥**
**शृंगी किराततिक्तंच दशमूली तथैवच ॥**
**काथमेषां पिबेत्कोष्णं सिन्धु चूर्णयुतेनरः ॥**
**ज्वरान् सर्वान् द्रुतंहन्ति नात्रकार्या विचारणा ॥**
**अनुभूतमिदम् ॥ भावप्रकाश ज्वराधिकारः ॥**

ષડ કચુરો, હળદર, દારૂ હળદર, દેવદાર, સુંઠ, પુષ્કર મૂળ અથવા જો તે ન મળેતો તેના બદલે ઉપલેટ, એલચી, ગળો, કડુ, અડસલીઓ, જવાસો, કાકડાશીંગ ચરીયાતુ, દેશી ચરીયાતુ અને દશમૂળ (બીલી, અરણી, અરડુસો, શીવણ, કાંકચ, સમેરવો, ગધી સમેરવો, રીંગણી ભોંય રીંગણી તથા ગોખરૂ એઓનાં મૂળ) એ દરેક સરખા ભાગે લેઇ ખાંડી ખાખરાં કરી પછી તેમાંથી ચાર તોલા જેટલું લેઇને ચોસઠ તોલા પાણી સાથે ઉકાળતાં જ્યારે આઠ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેઇ તેમાં સિંધાલુણ નાંખીને

ગરમા ગરમ પીવાથી બધી જાતના તાવો એકદમ હણાઈ જાય છે એમાં કંઈપણ સંશય નથી. કેમકે અમે એનો અનુભવ કરેલો છે.

---

## લીંબુ

**સં.** નિમ્બુક, જંબીર, **હિં.** નીંબુ મ. લિંબુ **બં.** લેબુ **ફા.** લિમુન **ઇ.** Lemons **લા.** Lemonum acidum.

**વર્ણન**–લીંબુ એ દરરોજના ઉપયોગની ચીજ હોવાથી **સર્વત્ર** પ્રસિદ્ધ છે. એની કાગદી લીંબુ, ગોદડીઆં લિંબુ, મીઠાં લિંબુ **વિગેરે** જાતો છે, પરંતુ અત્રે જે ગુણો વર્ણવવામાં આવે છે તે કાગદી લિંબુનાજ સમજવા.

**જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ**—કાગદી લીંબુનો રસ મરડાના દરદ માટે એવો અકસીર ઇલાજ માલમ પડયો છે કે એના **સબંધમાં** લખતાં નાડકર્ણી સાહેબ જણાવે છે કે:–

Lime juice is most useful indysentery with sloughing of the mucons membranes. Twelve ounces a day have been given with success in a hopeless case.

લિંબુનો રસ કફ ઉત્પન્ન કરનારા અવયવોના સડા **સાથેના** મરડામાં અત્યંત ઉપયોગી છે, અને બિલકુલ આશા છોડી દીધેલા કેશમાં પણ આખા દિવસમાં થઇને તે બાર ઔંસ જેટલો એટલે આશરે ત્રીશેક તોલા આપવાથી ફત્તેહમંદ પરીણામ આવે છે.

સુરતના પ્રખ્યાત વૈદરાજ શા. તિલકચંદ તારાચંદ સને ૧૯૧૩ ના અક્ટોબર માસના વૈદ્ય કલ્પતરૂમાં જણાવે છે કે:–લીંબુનો રસ

ટુંટીઆના દરદમાં ખાસ ચોકસ ઉપાય છે, જોકે આ રોગમાં તાવની શરૂઆતમાં દરદી ખાતો નથી, છતાં પણ તેને ભલામણ કરીએ છીએ કે એને ભૂખ લાગે તો કાંજી દુધ વિગરે કંઇ પણ ખાવાનું ન આપતાં લીલી દ્રાક્ષ, સંતરાં, મોસંબી અને અનેનાસ જેવું ખાવાનું આપવું, અને જો સાંધા બહુજ દુઃખતા હોય તો ઔષધ તરીકે માત્ર બે રૂ. ભાર ઠંડા પાણીમાં એક લીંબુ નીચોવીને પાઇ દેવું. એવી રીતે દિવસમાં બે, ત્રણ લિંબુનો રસ પાવાથી સાંધા દુઃખતા નરમ પડી જાય છે. અમારા વિશ્વાસુ ગ્રાહકો પૈકી જેઓ ટુંટીયું આવતા પહેલાં તાવની સાથેજ લીંબુનો ઉપયોગ કરવા માંડે છે તેઓના સાંધા બહુ દુઃખતા નથી અને પાછળથી શરીરે ફોલ્લીઓ પણ થતી નથી, પરંતુ જેઓ ખટાશથી ડરે છે, અને દુધની કાંજી ખાંડ નાંખીને પીએ છે અથવાતો બીજા ગળ્યા પદાર્થો ખાય છે તેઓને સાંધાનું દરદ પંદર વીશ દિવસ સુધી ભોગવીને હેરાન થવું પડે છે. વળી જેઓને માત્ર લીંબુના ઉપયોગ ઉપરજ શ્રદ્ધા ન રહેવાથી બીજું ઔષધ ખાવાની ઇચ્છા હોય તેઓને દારૂડીનાં બીજ બે વાલ અને ફુલાવેલી ફટકડી એક વાલ સાથે મેળવીને પાણી સાથે પાવી એ હિતકર છે. કારણ કે લીંબુના રસ ઉપરાંત આ ઔષધ દિવસમાં ત્રણ વખત આપવાથી વળી દરદ જલદી નાબુદ થાય છે.

ઉપર મુજબ ઉક્ત વૈદ્યરાજનો અભિપ્રાય છે. એ ઉપરાંત વળી સને ૧૯૧૬ ની સાલમાં અત્રે ટુંટીયું આવ્યું હતું, ત્યારે ઘણાએક દરદીઓ ઉપર અમે પણ આ ઇલાજનો અનુભવ લીધો હતો જેમાં સાબિત થયું હતું કેઃ—જો દરદી બીજું કંઇપણ ઔષધ નહિ વાપરતાં ગળપણનો ત્યાગ કરી કેવળ લિંબુનો ખટાશ ખાતો રહે છે તો તે

બીજા કોઇ પણ જાતના ઔષધના સેવન સિવાય પણ શીઘ્ર સારૂં થાય છે એમાં કંઇપણ સંશય નથી.

---

## વાકેરીનું ભાતું.

મ. વાકેરી ભાતેં.

**વર્ણન**—કોંકણ પ્રાંતમાં સહ્યાદ્રિ પર્વતમાં એનાં ઝાડો થાય છે. એ ઝાડ કાંકરનાં ઝાડોને મળતાં હોઇ તેનાં પાંદડાં, કાંટા વિગેરે પણ કાંકરને મળતા હોય છે. એનાં ફુલોના લાલ તુરા આવી શીંગો બેસે છે. એનાં મૂળીઆં નીચે એકાદ, બે અથવા દસ, વીસ કે તેથી પણ વધારે ફુટના અંતરે ત્રાંસા અગર ઉંડા તંતુઓ જઇ તેઓના છેડે ઝાડમાંનો ગુણકારી રસ સંચય થાય છે. જે વજનમાં હલકો અને આકારમાં રતાળુ કે શક્કરીઆ જેવો જાડો હોય છે, એમાં લાકડાનો ભાગ નહિ હોવાથી લીલો હોય ત્યારે અથવા સુકાયા પછી ભીંજવી રાખી તોડવાથી સક્કરીઆની માફક સરળતાથી ભાગી જાય છે. એ પ્રમાણે રસ સંચિત થઇને બનેલો જે ભાગ તેજ વાકેરીના ભાતાના નામે ઓળખાય છે.

કેટલીએક વખતે આ ભાતુ કંદના સ્વરૂપમાં પણ હાથ આવે છે, પરંતુ તે અત્યંત દુર્મિલ છે. આ ભાતુ અત્યંત ઊંડાઇએથી મુળતું હોવાથી તેને ખોદી કાઢવું એ ઘણું મુશીબત ભર્યું કામ છે, તોપણ ચોમાસાની રૂતુમાં સહ્યાદ્રિ પર્વતમાં મોટી મોટી તડો પડે છે ત્યારે તે નજરે દેખાય છે. આ ભાતાને કાઢી લાવી દુધમાં બાફી રાખી મુકવાથી એક વર્ષ સુધી તેનો ગુણ જાળવી શકાય છે અને જો બાફ્યા સિવાય એમને એમ સુકવી રાખી મુકવામાં આવે તો ત્રણ મહીના પછી તેનો ગુણ કમી થાય છે.

આ પ્રમાણે આ ભાતુ ઘણી મહેનતે હાથ આવતું હોવાથી તેના વૃક્ષના થડ અને મૂળ વચ્ચેનો ભાગ કે જે પણ ભાતાના જેવો જાડો, ગોળ અને જડ હોય છે તેને ભાતાના નામે આપી અજાણ્યા માણસને કેટલાએક લોકો ઠગે છે. પરંતુ આ ચીજ જ્યારે જડ હોય છે, ત્યારે ભાતુ કે જે વજનમાં હલકુ હોઇ કદની માફક સહેલાઇથી ભાગી જાય તેવું છે તે અનુભવી મનુષ્યના હાથમાં આવતાં તરતજ તેને ઓળખી શકે છે.

જો કે વાકેરીના ભાતામાં વિશેષ ગુણ સમાએલો છે, તોપણ તેનાં બધાં અંગો ઓછા વધતા પ્રમાણમાં ગુણદાયક છેજ. અને તેથી તેનાં મૂળાઆં અથવા થડતો પણ વધારે દિવસ ઉપયોગ કરવાથી ફાયદો થાય છે.

ગુણ તથા ઉપયોગ—પ્રાચીન મહર્ષિઓએ વર્ણવેલી વનસ્પતિઓ પૈકીની આ કઇ વસ્તુ છે તેનો નિર્ણય થઇ શકતો નથી, જેથી તેનું સંસ્કૃત નામ તેમજ ગુણો લખવામાં આવ્યા નથી. માત્ર હિન્દુના વિદ્વાન વૈદ્યો તેને " વાકેરી ભાતે " એવા નામથી ઓળખે છે, અને ગુરૂ શિષ્ય પરંપરાથી મળેલા અનુભવ પ્રમાણે તેનો ઉપયોગ કરે છે. પેશાબનું કમી ઉતરવું, અચકાઇને ઉતરવું, પેશાબ ઉતરતાં દાહ થવો, લાલ પીળો અથવા તો ધાતુ મિશ્રિત પેશાબ થવો, લોહી પડતા અર્શ, ગુદાદ્વારનો સોજો, નાક અથવા મહોંવાટે લોહી પડવું, આખા શરીરે દાહ બળવો, ઝીણો તાવ, ખરજ, પેશાબમાં ધાતુ કે ફોસ્ફરસનું જવું, સ્વપ્નમાં વિર્યસ્રાવ થવો, મહોં આવવું, સુકી અથવા પરુવાળી ખાસ, પ્રદર, ગરમ ઔષધોની ઉષ્ણતા વિગેરે વિકારો ઉપર એનો ઉપયોગ રામબાણ ગણાય છે, તેમજ વ્રણ, નાડી વ્રણ એટલે

ભરતીંગળ ચાંદીઓ, ભગંદર, શરીરમાં જડ ઘાલીને બેઠેલું ઉપદંશ-ગરમીનું ઝેર કે જે વખત જતાં કંઠમાળ કે ક્ષયનું સ્વરૂપ ધારણ કરે છે તે બધાં દરદો ઉપર વળી તે ફતેહમંદીથી વપરાય છે.

**વાપરવાની રીત**—સવાર, સાંઝ બન્ને વખત દર ટાઇમે બે આનીથી પાવલીભાર જેટલું એ ભાતુ લેઇ દુધ અગર પાણી સાથે ઘસીને પછી તેમાં બીજું પાંચ તોલા ગાયનું દુધ અથવા તો ટંકુ પાણી મેળવીને પાવામાં આવે છે. જો સાધારણ દરદ હોય તો બેતાલીસ દિવસના ઉપયોગથી નાબુદ થાય છે. પરંતુ ક્ષય કે ભગંદર જેવા વિકટ દરદ માટે તેનો ચાર, છ માસ કિંવા એકાદ વર્ષ સુધી લાગલાગટ ઉપયોગ કરવો જોઇએ. જે દરદોમાં ઉષ્ણતાનું પ્રમાણ વધારે હોય છે, તેમાં કેટલાએક વૈદ્યો તેને દુધમાં ઘસ્યા પછી તેમાં થોડુંએક ઘી, સાકર તથા જીરાની ભૂકી મળવીને પણ આપે છે. વળી શરીર ઉપર પડેલી ચાંદીઓ વિગેરેમાં પીવા ઉપરાંત પાણી સાથે ઘસીને દરદવાળા ભાગ ઉપર તેને ચોપડવામાં પણ આવે છે.

પનવેલના પ્રસિદ્ધ આર્યોષધિ કારખાનામાં આ ભાતુ એક રૂપીઆનું ચાર તોલાના હિસાબથી વેચાય છે, અને બીજા કોઇપણ સ્થળેથી ખરીદેલા ભાતા કરતાં તે વિશ્વાસપાત્ર છે, માટે જરૂર હોય તેણે ત્યાંથી મંગાવવું. અગર તો કોંકણમાંથી જાતેજ મેળવી લેવું

---

## વાંઝણી કંકોડી.

**સં.** વંધ્યા કર્કોટકી. **હિં.** વાંઝ ખખસા, વાંઝ કંકોડા. **મ.** વાંઝ કર્ટોલી. **બ.** તિત્કાંકરોલ. **લા.** Memordica dioica.

**વર્ણન**—એના વેલા ચોમાસે ઘણા ઉગી આવે છે અને તે

સુતળી જેવા પાતળા હોય છે. પાંદડાં અખંડિત અથવા ખંડિત કોર-વાળાં, હૃદયાકૃતિનાં, પહોળાં કે લંબગોળ અથવા ત્રણથી પાંચ ખૂણીઆં હોય છે. ફુલ પીળા રંગનાં ઉઘડે છે, પરંતુ તેમાં માદા ફુલ હોતાં નથી જેથી તેને ફલ આવતાં નથી. વેલાની નીચે કંદ જેવાં મૂળ હોય છે. તે ઘણીવાર ઉપરથી જાડાં અને તળીએ પાતળાં થતાં ગાજરને મળતાં હોય છે. અને તે છ ઇંચથી એક ફુટ લાંબાં અને મથાળે બેથી ત્રણ ઇંચ વ્યાસનાં અથવા તો અગડગઠ્ઠાં, ટુંકાં અને અનિયમિત રીતે લંબગોળ પણ હોય છે. આ મૂળીઆં જમીનમાં ઘણાં વર્ષ જીવતાં રહી શકે છે અને તેથી દરેક વર્ષે ચોમાસાની શરૂઆતમાં તેનાથી વેલા ફુટી નીકળે છે. મૂળનો વાસ ઉગ્ર અને સ્વાદ પ્રથમ ગળચટો અને પાછળથી કડવો લાગે છે,

**ઉપયોગ**—છેક પ્રાચીન કાળથી એનાં મૂળીઆં કે જે કંદ જેવાં હોય છે તેનો ઉપયોગ ઝેરના ઉપર જાણીતો થયેલો છે અને તેથી સંસ્કૃત ગ્રંથોમાં તેનાં નાગદંત્રી, સર્પદમની, વિષ મોહ પ્રશમની વિગેરે નામો પણ મળી આવે છે. પ્રાચીન ગ્રંથોમાં તેનો ઉપયોગ કરવાનું પ્રમાણ જો કે જોવામા આવતું નથી પરંતુ અનુભવ લેતાં જણાયું છે કેઃ—આશરે દોઢેક તોલા જેટલો એ કંદ પાણી સાથે ઘસીને અગર વાટીને પાવાથી એ ત્રણ મિનિટમાં સખ્ત ઉલટીઓ થવી શરૂ થઇ સાપનું ઝેર દુર થાય છે.

શોઢલ કહે છે કે વાંઝણી કંકોડીનો કંદ સ્થાવર તેમજ જંગમ એ બન્ને પ્રકારનાં સઘળાં વિષોને દુર કરનાર છે અને તેથી સાપના ઝેર સિવાય બીજાં વિષો ઉપર તેની અસર કેવી છે તે સંબંધી અખતરાઓ કરતાં એવો અનુભવ આવ્યો છે કેઃ—

એના કંદને પાણી સાથે ઘસીને ઉપર બતાવ્યા મુજબ માપમાં પાવાથી ઊંદરનું તેમજ ભીંત ગરોળીની લાળનું ઝેર ઉલટી વાટે નીકળી જાય છે, જેથી ઊંદર કરડવાની પીડા નાબુદ થાય છે. એક સખ્સને કંઇ ઝેરી જાનવર કરડેલું જેથી તેના પગે સોજો આવેલો હતો એના ઉપર દશાંગ લેપ વિગેરેના ઉપયોગથી કાંઇપણ ફાયદો થતો નહોતો, પરંતુ સદરહુ કંદને પાણી સાથે ઘસીને ચોપડવાથી માત્ર બાર કલાકમાંજ સોજો, બળત્રા વિગેરે શમી જઇ તદન આરામ થયો હતો.

હાથ રસની કુટેવથી નપુંસક સ્થિતિમાં આવી પડેલ, એક દરદીને પુરૂષાતન લાવવા કોઇ અનાડી વૈદ્યે મોટી માત્રામાં સોમલ ખવડાવેલો, જેથી તેને અત્યંત દાહ ઉત્પન્ન થઈ આખું શરીર પક્ષઘાતની માફક રહી ગયું અને રૂધિરનો રંગ કાજળ જેવો થઇ શરીર એકદમ શોષાવા લાગી જીંદગીની આશા છોડી દેવામાં આવી હતી. સદરહુ વૈદ્યરાજે એની શાન્તિ માટે બીજા અનેક ઉપચારો કરવાની સાથે ત્રણ, ચાર મણ તાંદળજાનો રસ પણ એ દરદીને પાયો હતો. પરંતુ તેનાથી માત્ર દાહની કંઇક શાન્તિ થવા ઉપરાંત બીજો કંઇ ખાસ ફાયદો થયો નહોતો. અને દરદીની જીભ, ગળું વિગેરે દીનપ્રતિદીન જડ થતાં જવાથી કંઈપણ ખોરાક લેઇ શકતો નહોતો. માત્ર દુધ પણ મુશ્કેલીથી ઉતારી શકાતું હતું. આવી સ્થિતિમાં ઝોળીમાં નાંખીને તે દરદીને અમારી પાસે લાવવામાં આવ્યો. અમોએ કેટલોક વિચાર કર્યા બાદ વાંઝણી કંકોડીનો કંદ, વેવડીનો કંદ, સરસડાની છાલ અને ઊંબરાનાં પાંદડાં એ બધાં સરખા ભાગે મેળવી તેમાંથી સવાર. સાંઝ ચાર, ચાર તોલા લેઇ રીતસર ઉકાળો કરી આપવા માં-

ડ્યો, જેથી ધીમે ધીમે સોમલનું ઝેર દુર થઇ પ્રથમના જેવું શરીર સ્વસ્થ થયું, ત્યારબાદ યોગ્ય અનુપાન સાથે સોનાની ભસ્મ આપવામાં આવી અને ખોરાકમાં માત્ર જીવન અને દુધ એ બે ચીજોજ વાપરવામાં આવી જેથી હાથ રસની કુટેવથી થયેલી વિક્રિયા પણ દુર થઇ.

આ સિવાય વળી એક વિશેષ અનુભવ આવ્યો છે તે એ છે કેઃ—વાંઝણી કંકોડીનો કંદ બે તોલા, મીંઢોળનો ગર્ભ એક તોલો, ખાખરાના મૂળની છાલ એક તોલો, આસંધ એક તોલો, કાળી પાઢનો કંદ એક તોલો, ઈંદ્રવારણીનું મૂળ એક તોલો, આકડાના મૂળની છાલ એક તોલો, કડવી ઘીલોડીનો ગર્ભ એક તોલો તથા મોરથુથુ પણ એક તોલો લઇ સાથે મેળવી ચૂર્ણ કરી રાખવું. આ ચૂર્ણ ા થી ાા તોલા જેટલું લેઈ ગરમ પાણી અથવા તો દુધમાં મેળવીને આપવાથી ઉલટી થઈ દરેક જાતનું સ્થાવર જંગમ ઝેર નીકળી જાય છે.

રસ રત્ન સમુચ્ચયકાર કહે છે કેઃ—

**वंध्या कर्कोटिकी कंदं भक्ष्यं क्षौद्र सितायुतम्**
**अश्मरीहन्तिनो चित्रं रहस्यं हि शिवोदितम् ॥**

વાંઝણી કંકોડીના કંદને સુકાવી ચૂર્ણ કરી તેમાંથી દર વખતે ા તોલા જેટલું ચૂર્ણ લેઇ મધ અને સાકર સાથે મેળવીને ખાવાથી પથરીનું દરદ મટી જાય છે એમાં કંઇ પણ આશ્ચર્ય પામવા જેવું નથી. શીવે કહેલો આ પ્રયોગ ગુપ્ત રાખવા જેવો છે.

---

# શરપંખો.

**સં**. શરપુંખા, પ્લીહારી **હિં**. સરફોકા **મ**. ઉન્હાળી **લા**. T. Turpures.

**વર્ણન**—શરપંખાના છોડવા એકથી બે ફીટ વધે છે, અને તેમાંથી ઘણી શાખાઓ નીકળે છે. જે અડધી ઉચી અથવા છતળાંની માફક પસરાતી હોય છે. તેમાં ગળીના ઝાડને મળતાં પાન આવે છે, જે આડાં તોડવાથી સીધાં ન તુટતાં પાનની વચમાં ખાંચ પડીને તુટે છે. એ ઉપરથીજ એનું શરપુંખ એટલે બાણનું પુંખલું એવી ઉપમાવાળું નામ પડેલું છે. એનાં ફુલ પતંગીઆ આકારનાં, સુંદર ગુલાબી કે જાંબુડા રંગનાં ચોમાસે આવી શિયાળામાં તેની શીંગો પાકી જાય છે. એના કેટલાએક છોડવા તેમજ શીંગો ઉપર ધોળા વાળની રૂંછાળ વિશેષ હોય છે. ભીનાશવાળી જગ્યામાં તેના છોડવા ઘણું કરીને બારે માસ મળે છે.

**ઉપયોગ**—જેવી રીતે ખાખરાનાં બીજનું તેલ કાઢવાને લખવામાં આવ્યું છે, તેવીજ રીતે શરપંખાનાં બીજને પણ પાતાલ યંત્રથી અગ્નિ આપીને તેલ કાઢી લેવું. એ તેલ ખરજવાં વિગેરે ચામડીનાં દરદો ઉપર લગાડવાથી અતિશય ફાયદો થાય છે. વળી એ તેલ તથા શુદ્ધ કરેલો પારો એ બે સરખા ભાગે લેઇ એક કલાક સુધી તેઓને એક બીજા સાથે ઘુંટી પછી ચીનાઇ માટીની પાકી કુલડી કે જે સોની લોકો સોનું ગાળવાના કામમાં વાપરે છે તેમાં ભરવાં. બાદ એક લોખંડનું મોટું કોડીયું લેઇ તેમાં વાટેલો સિંધવ ભરી એ સિંધવના વચ્ચે પેલી માટીની કુલડી મુકી તેના ઉપર ઢાંકણું ઢાંકી ઉપર બીજું સિંધાલુણ ભરી તેના ઉપર લોઢાનું બીજું કોડીયું

ઢાંકવું-સિંધવ એટલો ઊંચે સુધી ભરવો કે ઉપરનું ઢાંકણું પણ જાણે સિંધવથી ભરીનેજ ઉંધું ઢાંકયું હોય તેમ ઉપરના લોખંડના કોડીયામાં પણ સિંધવ લાગેલો રહે. આ પ્રમાણે ગોઠવણ કર્યા પછી તેને ચુલે ચઢાવી ૭ પ્રહર સુધી ઘીના દીવાની આંચ આપવી અને પછી અગ્નિ બંધ કરી સંપુટ શિતળ થઈ જાય ત્યારે તેમાંથી પારાને કાઢી લેવો જે ગોળીના સ્વરૂપમાં સ્થિર થયેલો મળી આવશે.

બરોળની વૃદ્ધિ, તાવ, વાયુનો ગોળો, ખાંસી, દમ, ઉપદંશની બીજી અને ત્રીજી સ્થિતિ, તાજુ તેમજ જુનું શીળસ, જુનો પ્રમેહ, પ્રદર, ઊંદરનું ઝેર વિગેરે દરદો મટાડવામાં પણ શરપંખાની અસર રામબાણ છે. અને તેથી આ કાર્ય માટે એનાં તથા કાસુંદરાનાં મૂળ સરખા ભાગે લેઈ ખાંડી બારીક ચૂર્ણ કરી કપડે ચાળી લેવું. આ ચૂર્ણ સવાર, સાંઝ દરેક ટાઇમે બેઆની ભારથી ૦। તોલા જેટલું લેઇ પાણી સાથે આપવું.

આ ઔષધના ઉપયોગથી કોઇ કોઇ દરદીને વખતે જીવ મોળો પડી મોળ છુટે છે. જેના લીધે મહોડામાંથી પાણી છુટે છે અગર એકાદ હલકી ઊલટી થાય છે, પરંતુ તેથી ગભરાવું નહિ. કેમકે હમેંશાં દવા લેવાનું શરૂ રાખવાથી પ્રકૃતિને અનુકુળ આવી એ ઉપદ્રવો બંધ થાય છે, તેમજ શરીરમાંથી અનેક રોગોના સૂક્ષ્મ જંતુઓ નાશ પામીને રૂધિરમાંનો મેલ પેશાબ તથા પરસેવા મારફતે નીકળી જાય છે, જેથી ઉપર કહેલાં તમામ દરદો નાબુદ થાય છે. વળી એના ઉપયોગથી ગર્ભસ્થાન, રજ અને વીર્યના દોષોનું શોધન થઇ પ્રમેહ, ઉપદંશ વિગેરેના કારણથી વંધ્યત્વ ભોગવતી સ્રીઓને ગર્ભોત્પત્તિ થાય છે.

## સાપ.

**સં**. સર્પ. **હિં**. સાંપ, **ઇં**. Snake.

**વર્ણન**—સાપ એ પ્રાણીના દંશવડે દર વર્ષે લાખો મનુષ્યોના પ્રાણ જતા હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે.

**ઉપયોગ**—આ પ્રાણી જેટલું ભયંકર, નિર્દય, હિંસક અને પ્રાણઘાતક છે; તેટલુંજ ઉપયોગી પણ છે. વાતરક્ત એટલે પતનું દરદ કે જે બીજાં અનેક ઔષધો વાપરવા છતાં પણ મહા મુશ્કેલી-એજ મટી શકે છે, તે દરદ આ પ્રાણીની ચરબીનું માલીસ કરવાથી અજાયબ રીતે નાબુદ થાય છે. આ કામ માટે કાઢવામાં આવતી ચરબીની રીત એવી છે કેઃ—એક તરતના મુએલા સાપના શરીરમાં-થી ઝેરની થેલી, આંતરડાં, કલેજુ વિગેરે ભાગો દુર કરી કેવળ માં-સના ભાગને પાણી સાથે સારી પેઠે ઉકાળીને ગળી લેવાથી ઠંડુ થયે તે પાણીના ઉપર ચરબીનો ભાગ ઠરેલા ઘીના જેવો જામી જાય છે, તે કાઢી લેઇ ઉપયોગમાં લેવો.

ઝાંખ, પડળ, નજલો વિગેરે કારણોથી આંખે આવેલા અંધાપા માટે પણ આ પ્રાણી એક અદ્ભુત ઔષધ હોઈ તે નીચેની રીતથી ઉપયોગમાં લેવાય છે.

એક કાળા નાગને ચીરી તેના પેટમાંથી ચરબવાળા માંસનો ભાગ કાઢી લેઇ એક લોઢાની કડછીમાં નાંખી અંગારાની ધીમી આંચ ઊપર ગરમ કરવાથી તેમાંથી તેલનો ભાગ અલગ થઇ છુટો પડશે; જેને બારીક કપડાવડે ગાળી લેઇ એક બાટલીમાં ભરી રાખવો, બાદ સંઘેસરાનો રસ કાઢીને તે રસ એક માટીના કોડીઆમાં ચોપડીને તે કોડીઆને છાંયે સુકવવું. આવી રીતે તે કોડીઆને ત્રણ, ચાર વખત

સંધેસગનો રસ પાવો અને ત્યાર પછી તેમાં ચરબીનું તેલ રેડી રૂની એક આંગળી જેવો જાડો દીવેટ તેમાં મુકવી. એ દીવેટની ઉપર તેમજ આજુબાજુ ૦। તોલો ચણકબાબ, ૦। તોલો એલચી અને એક વાલ બરાસ કપુરને વાટીને કરવામાં આવેલું ચૂર્ણ ભભરાવવું અને પછી તે દીવેટ સળગાવી દીવો કરી તેના ઉપર બીજું માટીનું કોડીયું ધરવું, જેથી ઉપલા કોડીઆમાં કાજળ પડશે. એ કાજળ કાચના બુચવાળી બાટલીમાં ભરી રાખવું. જે એકાદ, બે માસ સુધી આંજવાથી ઉપર કહેલાં દરદોથી આવેલો અંધાપો દુર થાય છે.

કાળો સુરમો, શંખભસ્મ અને નિર્મળીનાં બીજ એઓનું ચૂર્ણ કરી સાપની ચરબી સાથે ખરલ કરી ગોળો બનાવવો અને તેના ઉપર એરંડાનાં પાંદડાં વીંટાળી કાપડમાટીનો થર ચડાવી હલકા એટલે અંગારાના અગ્નિ વચ્ચે તે ગોળાને મુકવો. જ્યારે કાપડમાટીનો રંગ બદલીને લાલ થાય ત્યારે ઔષધ તૈયાર થયું એમ સમજીને તે ગોળાને બહાર કાઢી ઠંડો પડવા દેઈ માટીનો ભાગ દુર કરીને ઔષધને સારી રોતે ખરલ કરીને રાખી મુકવું. આ ઔષધનું સેવન કરવાથી પણ પડળ, ઝાંખ, છાયા, મોતીઓ, નજલો વિગેરે દુર થઈને દૃષ્ટિનું તેજ વધે છે.

માત્ર આ પ્રાણીની ચરબીજ ઉપયોગી છે એમ નથી, પરંતુ બીજાં અંગોનો પણ વિધ વિધ ઉપયોગ થાયછે. એક મુએલા સાપને બાળી બનાવેલી રાખ બહેડાંના બીજના તેલ સાથે મેળવી શરીરે ચોપડવાથી કરોળીઆ, સુકા ધોળા કોઢ વિગેરે દુર થાય છે. વળીઃ—

સાપની કાંચળી ૦। તોલો, સિંદુર ૦। તોલો, કપીલો ૦। તોલો, એલચી ૦। તોલો, રાળ ૦। તોલો અને ૦॥ તોલો કરંઝાયું તેલ લેઇ પહેલાં સિંદુર, એલચી, રાળ, કપીલો તથા સાપની કાંચળીને કુટીને

કપડછીણ કરી કાંસાના વાડકામાં કરંઝોયા તેલ સાથે ગરમ કરી મલમ જેવું બનાવવું, પછી તેનો ચોપડવામાં ઉપયોગ કરવો જેથી કંઠમાળનું દરદ બેસી જશે તેમજ ભગંદર પણ દુર થશે.

સાપની કાંચળીની રાખ, હરડે, બહેડાં, આમળાં, રાખ, સાબુ, હીંગળોક, પારો, ગંધક, કપાસનાં બીંજ, રાયણનાં બીંજ અને મોરથુથુ એ બધાં સરખાં વજને લેઇ ઝીણું વાટી લસણના રસમાં ગોળી વાળવી. આ ગોળી તુલસીના રસ સાથે ઘસી આંખમાં આંજવાથી મુર્છા, હિસ્ટિરીયા, ભૂતોન્માદ વિગેરેથી આવેલી બેશુદ્ધિ દુર થાય છે.

આ સિવાય વળી સાપનું ઝેર એ ત્રિદોષ, કોલેરા વિગેરેના માટે દીવ્ય ઔષધ છે. સારામાં સારા વૈદ્યો અને ડૉકટરોએ આશા મુકી છોડો દીધેલા કેસો પણ એનાથી સારા થાય છે, એમ કહેવાય છે: પરંતુ આ દરદો ઉપર વપરાતા તેના પ્રયોગોનો અનુભવ હજુ લેવાય છે જેથી બીજા પ્રસંગે તે પ્રગટ કરવામાં આવશે.

---

# સેમળો.

**સં.** સાલ્મલી, **હિં.** સેમલ, **મ.** સાંવરી, શેંવરી **ઇં.** Silk cotton tree, Salmalia Malabarica.

**વર્ણન**—સેંમળાનાં ઝાડ જંગલમાં ઘણાં થાય છે. એ ઘણાં ઊંચાં અને બોહોળા વિસ્તારવાળાં થતાં હોઇ, એનાં ઝાડ ઉપર મજબુત પડઘીવાળા શંકુ આકારના મોટા કાંટા હોય છે. શાખાઓના છેડે પાનના ઝુમખા આવેલાં હોઇ, તે દરેક ઝુમખામાં પાંચથી સાત પાંદડાં ચારથી બાર ઇંચ લાંબાં અને ૦ાા થી ૪ ચાર ઇંચ પોહોળાં હોય છે, એ પાંદડાં શીયાળામાં ખરી જાય છે, અને વસંત બેસતાં રાતા

રંગનાં કમળના જેવાં મોટાં ફુલો આવે છે. અને ત્યારબાદ તેમાંથી આકડાના જેવાં ફળો લાગે છે, જે સુકાઇ જઇ ફાટે છે ત્યારે તેમાંથી રુ નિકળે છે. એ ઝાડના ગુંદરને મોચ રસ કહે છે. આ ઝાડ સર્વત્ર પ્રસિદ્ધ છે.

**જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ**—એનાં ફુલ સ્ત્રીઓનાં પ્રદર માટે રામબાણ ઇલાજ માલમ પડયો છે. અને તેની નીચે મુજબની બનાવટ આપવાથી અસાધ્ય પ્રદર પણ દુર થાય છે.

આંબળાનો રસ તોલા ૮૦, વિદારી કંદનો રસ તોલા ૮૦, સેમળનાં ફુલનો રસ તોલા ૮૦, શતાવરીનો રસ તોલા ૮૦, અને ડાંગર, શેરડી, ડાભ, કાસ અને મુંજ એ પાંચેનાં મૂળ સરખા ભાગે લેઈ તેઓને ખાંડી અથવા ઊકાળી કાઢેલો રસ તોલા ૮૦. ગાયનુ ઘી તોલા ૮૦, ગાયનુ દુધ તોલા ૮૦ એ બધાં સાથે મેળવી ઊકાળતાં રસ અને દુધનો ભાગ બળી જઇ ઘી માત્ર બાકી રહે ત્યારે ઊતારી ગાળી લેઈ, તે ઠંડુ થએ તેમાં જેઠીમધ, નસોતર, જવખાર, વરધારો એ દરેકનુ ચૂર્ણ ચાર, ચાર તોલા, સાકર બત્રીસ તોલા તથા મધ બત્રીસ તોલા મેળવવું. પછી તેમાંથી સવાર, સાંઝ ૦ાા થી બે તોલા જેટલું ઘી ચાટવુ. તીખા, ખાટા, ખારા, જડ અને ગરમ પદાર્થોનો ત્યાગ કરવો.

આ ઉપરાંત આ ઉપાય ચાલતો હોય ત્યારે નીચે પ્રમાણે, દવાઓની સોગડી બનાવી પહેરવાના ઉપાગેગમાં લેવાથી જલદી ફાયદો થાય છે.

માયાં કાંટાળાં, ફુલાવેલી ફટકડી, લોદર, ધાવડીનાં ફુલ, બાવળની પાલી, આમળાં, કમળ કાકડી, જાંબાનાં બીજ, આંબાની ગોટલી, હીરાકસી, ઉંબરાનાં કાંચાં સુકાં ફળ, વડની કુંપળો, અરડુસીનાં

પાંદડાં; આસો પાલવની છાલ, દાડમની છાલ, વાવડીંગ, ઇંદ્રજવ, ખાખરાનો ગુંદર, સેમળાનો ગુંદર, ચંબેલીના પાંદડાં અને ખેર સાર એ બધાં સરખા ભાગે લેઇ બારીક ચૂર્ણ કરી અરણીના રસમાં ખરલ કરી ચણીબોર જેવડી ગોળી વાળવી. ને સુકાયા પછી એક ગોળી ભાંગીને જરા ગોળ ભેળવી ઘણાજ જુના રુમાં વાટી ગોળી જેવું બનાવીને પહેરવું.

---

## સંધિની.

સં. સંધિની, મ. માલેબંધ.

વર્ણન—આ ઝાડની ઉંચાઈ એક વીંતથી એક હાથ પર્યંતની હોઇ પાંદડાં એક આંગળ લાંબાં હોય છે. માત્ર દક્ષિણ કોંકણમાંજ એની ઉત્પત્તિ થતી હોવાથી બીજી ભાષાઓમાં એનાં નામ મળી શક્યાં નથી. ઝાડ ઊપર એનું પાંદડું અડધમાંથી તોડીને પાછું મેળવી દેવાથી તરતજ સંધાઇ જાય છે, એ તેની ખાસ ઓળખાણ છે.

ઉપયોગ—લક્ષ્મણજીને પ્રાપ્ત થયેલી મૂર્છા વાળવાના પ્રસંગે હૃદયનો વ્રણ રૂઝાવવાને માટે સુષેણ વૈદ્ય તરફથી વપરાએલી સંધિની નામની વનસ્પતિ કે જે રામાયણમાં વર્ણવવામાં આવી છે; તે આજ હોય એમ અનુમાન થાય છે, કારણ કોઇપણ જાતના જખમ અગર હાડકાના ભાગવા ઊપર, એનાં પાંદડાં વાટીને બનાવેલી લુગદી મૂકી તે ઊપર પાટો બાંધવાથી, ગમે તેવો ભયંકર જખમ હોય તોપણ તેમાંથી વહેતું લોહી તત્કાળ બંધ થઇ; ત્રણ દિવસમાંજ તે જખમ ભરાઇ આવે છે. કદાચ લીલાં પાંદડાંને બદલે સુકાં પાંદડાં મળે તો તેને પાણી સાથે વાટી ઊપયોગમાં લેવાથી પણ તેવીજ અસર કરે છે, માટે

દરેક ચિકિત્સકે પોતાના ઔષધાલયમાં તેનો સંગ્રહ કરવા પ્રયત્નશીલ થવું જોઇએ.

---

## સંઘેશરો.

**સં**. સિધ્ધેશ્વર. **મ**. અકંટક શ્વેતશેવરી. **હિં**. જેત. **બં**. વૈજયંતી. **ઉ**. રવાસીન.

**વર્ણન**—એના ઝાડ ૧૫ થી ૨૫ ફુટ ઊંચાં થાય છે તેમાં ન્હાની ન્હાની, લીસી અને ચળકાટવાળી ઘણી શાખાઓ હોય છે. પાંદડાં બાવળની માફક સળી ઊપર આવેલાં હોઇ લંબાઇમાં ના ઈંચથી થોડાંક ટુકાં અને ½ ઈંચિ પોહોળાં હોય છે. ફુલ આવતી વખતે આ ઝાડની બે જાતો નજરે પડે છે. એક જાતને ધોળાં ફુલ આવે છે, અને બીજીને પીળાં આવે છે. બન્ને જાતનાં ફુલ મોટાં એટલે લગભગ બે ઈંચ વ્યાસનાં હોઇ તે વસંત રૂતુથી ચોમાસા સુધી આવે છે. ત્યાર બાદ શીંગો બેસે છે. જે ચપટી, ૪ થી ૮ ઈંચિ લાંબી અને એક ઇંચિ જેટલી પહોળી હોય છે. શીંગો કાચી હોય ત્યારે લીલાશ લેતા પીળા રંગની અને સફેદ વાળની રૂવાંટીવાળી હોય છે, પરંતુ પાકે છે ત્યારે ભુરાશ લેતા રાતા રંગની થઇ જાય છે, તેની અંદર લંબગોળ, ભુરા રાતા રંગનાં બંન્ને પાસે જરા દબાએલાં બીજ હોય છે. ધોળાં ફુલવાળી જાતના વળી બે પ્રકાર છે.

પહેલા પ્રકારના ઝાડનાં મૂળની છાલ લાલ હોય છે, પરંતુ અંદરનો ગળ ધોળો હોય છે. એનાં ફુલ બીજા પ્રકારના ઝાડનાં ફુલ કરતાં જરા ન્હાનાં હોય છે અને મૂળીયું ભારે હોય છે.

બીજા પ્રકારનાં ઝાડને જરા મોટાં ફુલ થાય છે, મૂળની છાલ

પીળાશ પડતી ધોળી હોઇ અંદરનો ગળ પીળો થાય છે, આ જાતનું મૂળ પહેલા પ્રકાર કરતાં હલકુ હોય છે. આ જાતનાં મૂળીયાં લીલી અને સુકી બંન્ને સ્થિતિમાં વિશેષ ગુણકારક છે. પીળાં ફુલવાળી જાતનાં મૂળીઆં લીલાં હોય છે ત્યાં સુધીજ ધોળાં ફુલવાળી જાત જેટલાં ગુણદાયક હોય છે, પરંતુ સુકાઈ ગયા પછી તેટલાં ગુણદાયક રહેતાં નથી.

**सिद्धेश्वरो हिमः स्निग्धःग्रन्थि नाडि व्रणापहः ॥**
**वातव्याधि हरश्चैव त्रिदोषामय नाशनः ॥**

સંધેશરો શિતળ, સ્નિગ્ધ તથા ગાંઠ, નાડી વ્રણ, વાયુનાં દરદો અને ત્રિદોષનો નાશ કરે છે.

પ્રાચિન નિઘંટકારોએ માત્ર એના એટલાજ ગુણો વર્ણવ્યા છે, અને વ્યવહારમાં પણ એનાં પાંદડાં વાટીને થેપલી બનાવી ગડ, ગુમડ, ગાંઠ વિગેરે ઉપર બાંધવા કે જખમ ઊપર મૂકવા તથા વાયુથી ઝલાએલા સાંધાઓ માટે વાટીને પીવાં વિગેરે સાધારણ કામમાં ઉપયોગ થાય છે, પરંતુ જડીબુટ્ટીઓ સંબંધી શોધખોળ કરનારાઓને એનું મળીયું વીંછીના ડંખનું ઝેર ઉતારવાના કામમાં ઘણું અકસીર માલુમ પડયુંછે.

નામદાર ગાયકવાડ સરકારના માજી ચીફ મેડિકલ ઓફીસર ડૉકટર સર ભાલચંદ્ર કૃષ્ણા ભાટવડેકર સાહેબે, એ મૂળીઆં સંબંધી પોતાને મળેલા અનુભવનો હેવાલ સને ૧૮૮૦ ના સપટેમ્બર માસમાં થીઓસોફીસ્ટ પત્રમાં પ્રગટ કરેલો છે, તેનો સાર વાંચકોની ખાત્રી માટે અત્રે આપવામાં આવે છે.

તેઓ સાહેબ જણાવે છે કે સને ૧૮૭૮ ના ફેબ્રુઆરી માસમાં

રાવ બહાદુર જનાર્દન સખારામ ગાડગીલે, વિંછીના ઊતાર તરીકે પંકાતુ એક મળીયું મને આપ્યું. આંપધ તરીકે મને આપતા અગાઉ ઘણીક વખતે તેઓ સાહેબે અજમાવી જોયું હતું, તેમજ મને પણ તેની પરીક્ષા કરવાના ઘણા પ્રસંગ મળ્યા જેમાં હું ક્વચીતજ નાઉમેદ થયો છું. આ પ્રમાણે એ મૂળીઆના ગુણ વિષે અમારા બન્નેની ખાત્રી થઇ, તેથી અમે ધાર્યું કે તેની બોહોળી અજમાયેશ કરવી જોઇએ, એ માટે તેના કકડા આ રાજ્યમાંના ઔષધાલયોમાં મોકલ્યા.

જુદા જુદા ઔષધાલયોમાં થઇને કુલ ૮૦૪ મનુષ્યો ઉપર જુદી જુદી જાતના વીંછીના ડંખ માટે તેને અજમાવવામાં આવ્યું, અને બધે ઠેકાણે નિયમસર નોંધ રાખી હકીકત માગવામાં આવી; તેનું પરિણામ એ આવ્યું કે કુલ ૮૦૪ દરદીઓમાંથી માત્ર ૧૧ દરદીને આરામ થયો નહોતો. આથી જણાય છે કે સેંકડે. ૯૮'૬ ને આરામ થએલો છે. અને ૧-૪ ને થયો નથી. આ પરીણામ સંતોષકારક છે. માત્ર ૧૧ દરદીને આરામ નહી થવાનું કારણ વખતે દરદીમાં કે તેના વૈદ્યમાં મંડયા રહેવાની ખામી એજ હશે.

જે મૂળીયામાં આ ગુણ છે તે કીયા ઝાડનું મૂળ છે એ જાણવું આવસ્યકીય છે. ગુજરાતીમાં જેને સંધેસરો અથવા સંધેસરીના નામથી ઓળખે છે તે ઝાડનું એ મૂળ હતું. આ સંધેસરીની બે જાત છે. એક ધોળા ફુલવાળી અને બીજી પીળાં ફુલવાળી, તેમાં ધોળાં ફુલવાળી વિશેષ ગુણદાયક નથી. જો કે રાજેશ્રી નાટેકરે આ મુળીયાંની જાતો મને જુદી પાડીને આપી નહોતી તેથી જે ૮૦૪ દરદી ઉપર અજમાયશ બતાવેલી છે, તેમાં બંધી જાતના મૂળ વપરાએલાં હતાં; અને તેથી કદાચ ૧૧ દરદીને આરામ નહી થયો હોય.

મી. નાટેકર કહે છે કેઃ—ઝાડમાંથી મૂળીયાં જે વખતે કાપવામાં આવે તેને અનુસરીને તેમાં વધારે ઓછો ગુણ હોય છે. તેઓ કહે છે કે સુર્યાસ્ત થવા માંડે ત્યારે એટલે પાછલા પહોરના ત્રણ વાગ્યા પછીથી સાંજ સુધીમાં એ મૂળીયું કાપવું જોઇએ. વળી તેમના કહેવામાં છે કે બીજા કોઇ દીવસ કરતાં રવીવારે કાપવું ઠીક છે, એનું કારણ સાંજની વખતે ઝાડના તમામ ભાગમાં રસનું ફરવું સમાનતાથી થતું હશે એમ કદાપી હશે.

ઝાડના મૂળમાંથી ત્રણ, ત્રણ, ચાર, ચાર તસુના કકડા કાપી તેને ધોઇને સાફ કરી ઉપયોગમાં લેવાય છે. તેનો ઉપયોગ કરવાની રીત ઘણી સરળ છે. પરંતુ દેખીતી અશાસ્ત્રિય છે. જ્યાં સુધી વીંછી ચડયો હોય ત્યાંથી તે ડંખ સુધી આ મૂળીયું ફેરવવું. મૂળીયાનો એક છેડો શરીર તરફ શરીરની નજીક પરંતુ અડકે નહી એટલા અંતરે રાખી ધીમે ધીમે ફેરવવું, અવળી દિશામાં ફેરવવું નહિ, થોડીવાર ફેરવ્યા પછી દરદ ડંખમાં આવી જાય છે. પછી તે મૂળીયું ડંખમાંથી દરદ નાશ થાય ત્યાં સુધી ઉપર ધરી રાખવું, એમ કરવા છતાં થોડી વારમાં ડંખમાંથી દરદ નાશ ન પામે તો એ મૂળીયું પાણીથી ઘસી ડંખ ઉપર ચોપડવું. આમ કરવાથી જો દરદ પાછું ફેલાય તો પ્રથમ પ્રમાણે મૂળીયું ફેરવતા જઈ ઉતારવું.

એ પ્રમાણે કરવાથી ઘણાખરા કેસોમાં માત્ર અડધા કલાકમાં આરામ થઈ જાય છે, પરંતુ જો ડંખ ભારે હોય છે, તો દરદને ડંખમાં લાવી મુકવાને એક કલાક અથવા કંઇક વધુ વખત લાગે છે, માટે તેવા પ્રસંગે દરદી અને વૈદ્યે મંડયા રહેવું આવશ્યક છે.

જ્યારે મૂળ સુકાઈ જાય છે ત્યારે ધારેલો ફાયદો કરતું નથી. માટે તેને થોડીવાર ભીંજાવી ઉપયોગમાં લેવું જોઇએ.

મારી જાતના અનુભવમાં આજ મૂળીયું ૧૦૦ દરદી ઉપર અજમાવતાં ફક્ત બે દરદીને આરામ થયો નહોતો.

વીંછીંના ઝેરના ઉપાયો ઘણા છે પરંતુ તેમાંના ઘણાખરા વખતપર મળી શક્તા નથી, જે મળે છે તેઓથો જોઇએ તેવો ફાયદો ઘણું કરીને થતો નથી, તેના કરતાં આ ઓષધમાં મુખ્ય ફાયદો એ છે કે, જ્યાં જોઇએ ત્યાં તે ઘણું કરીને મળી શકે છે. તેનો ઉપયોગ કરવાની રીત સહેલી છે, તેમજ ઘણા વખત સુધી સગુણ જાળવી શકાય છે, અને તેના ઉપયોગથી સંતોષકારક પરીણામ આવે છે.

ડૉ. સર ભાલચંદ્ર સાહેબના અભિપ્રાય ઉપરાંત અમે પણ ઘણા લાંબા વખતથી ઘણા દરદીઓ ઉપર આ મૂળની અજમાયશ લીધી છે. અને તેનું પરીણામ ઘણુંજ સંતોષકારક આવ્યું છે. માટે દરેક વાંચકે તેનો બોહોળો ઉપયોગ કરી પોતપોતાનો અનુભવ જન હિત સારૂ પ્રસિદ્ધ કરવો જોઇએ.

તન, મન અને ધનના અથાગ ભોગે પ્રાપ્ત કરેલા જડીબુટ્ટી સંબંધિ જ્ઞાનના સ્વલ્પ ભાગનું દિગ્દર્શન આ પુસ્તકમાં પ્રગટ કરવામાં આવ્યું છે અને બાકીનું જ્ઞાન પ્રસંગોપાત્ પ્રગટ કરવામાં આવશે. કંઇપણ ગુપ્ત ભાગ રાખ્યા સિવાય જેટલા શુદ્ધ અંતઃકરણથી આ પુસ્તક લખવામાં આવ્યું છે, તેવાજ શુદ્ધ મનથી દરેક અનુભવી વિદ્વાન વૈદ્યરાજો પોતપોતાનો અનુભવ પ્રગટ કરવાનો ઉત્સાહ ધરે, “ તો બેશક ! થોડાજ સમયમાં આર્ય વૈદકને પોતાની પ્રાચિન દીઃ સ્થિતિ પ્રાપ્ત થયા વિના રહેશે નહિ. ” ઇશ્વર કૃપાએ એ દિવસ સદ્ય આવે.